# શ્રી

# બ્રહ્મોત્તર ખંડનું ગુજરાતી ભાષાંતર.

સૌભાગ્યવંતા બાઈશ્રી વખતુબા વઢવાણવાળાં

(મહારાજા જામશ્રી વીભાજી સાહેબનાં ઠકરાણાં)

એઓએ

લોક કલ્યાણ માટે

છપાવ્યું છે.

મુંબઈ:

ઇન્ડિઅન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું છે.

સંવત ૧૯૩૯—સને ૧૮૮૩.

કીંમત એક રૂપીઓ.

श्री

# પ્રશ્નોત્તર ખંડનું ગુજરાતી

## ભાષાંતર. ૧૭૫૮

સૌભાગ્યવંતા બાઈશ્રી વખતુબા વઢવાણવાળાં

(મહારાજા જામશ્રી વીભાજી સાહેબનાં ઠકરાણાં)

એઓએ

લોક-કલ્યાણ સારૂ

છપાવ્યું છે.

મુંબઈ:

ઇન્ડિયન્ પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યું છે.

સંવત ૧૯૩૯—શને ૧૮૮૩.

કીંમત એક રૂપીઓ.

# શ્રી પ્રશ્નોત્તરખંડના ગુજરાતી ભાષાંતરનું

## શુદ્ધિપત્રક.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | ૧૩ | અવિમલ | અવિચલ |
| ૩ | ૨ | નૈભિષારણ્ય | નૈમિષારણ્ય |
| ૩ | ૧૮ | સાહાસ | સાહસ |
| ૩ | ૨૭ | કુલમાં | ફૂલમાં |
| ૫ | ૨૩ | ઊદેશ | ઊપદેશ |
| ૬ | ૪ | પંચક્ષર | પંચાક્ષર |
| ૬ | ૧૪ | ફૂલ | ફુલ . |
| ૬ | ૧૮ | છેકે | છે. |
| ૭ | ૨૨ | પ્રાડી | પાડા |
| ૯ | ૧૧ | રાક્ષસ | રાક્ષસે |
| ૯ | ૧૯ | એકાહાં | એકહાં |
| ૧૦ | ૧૮ | એક ભાગ અને ગુણને | (એક ભાગ અને ગુણ) ને |
| ૧૧ | ૯ | ફુલને | ફળ |
| ૧૩ | ૨૬ | મનુષ્યા | મનુષ્યો |
| ૧૪ | ૨૭ | પૂજન ॥ ૧૨૭ ॥ | પૂજન વગેરે ॥૧૨૭॥ |
| ૧૫ | ૫ | તે તિથી માઘ માસની | માઘ માસ, તેની |
| ૧૫ | ૨૨ | જોઈન | જોઇને |
| ૧૬ | ૧ | મહ્રારાજ? | મહારાજ ! |
| ૧૬ | ૩ | બોલ્યો કે | બોલ્યા કે |
| ૧૬ | ૩ | અક | એક |
| ૧૯ | ૧૧ | બંધુઆએ | બંધુઓએ |
| ૧૯ | ૧૪ | બ્રાહ્મણોને | બ્રાહ્મણોનો |
| ૧૯ | ૧૫ | ભોગવાથી | ભોગવવાથી |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૯ | ૨૫ | ધરલું | પ્રાર વાહાલું |
| ૨૧ | ૧૩ | ઝનાંના | જનાના |
| ૨૧ | ૧૬ | કયાં | કયાંય |
| ૨૨ | ૭ | કસ્યં | કસ્યું |
| ૨૫ | ૧૨ | રાજાનું | રનનું |
| ૨૬ | ૧૬ | પરમેરશ્વ | પરમેશ્વર |
| ૨૭ | ૧૦ | સ્કંધ | સ્કંદ |
| ૨૮ | ૪ | થાઇ | થઈ |
| ૨૯ | ૮ | ગરેજ | ગરંજ |
| ૨૯ | ૨૭ | દશાર્દ | દશાર્હ |
| ૩૦ | ૮ | લું | તું |
| ૩૧ | ૮ | કુલ | ફળ |
| ૩૧ | ૯ | સદાશિવ | સદાશિવને |
| ૩૧ | ૨૨ | પુલ્કસ | પુલ્કસ |
| ૩૨ | ૨૫ | છેલા | છકેલા |
| ૩૩ | ૧૩ | નામ | નાચ્ય |
| ૩૩ | ૧૭ | ગયા | ગયો |
| ૩૩ | ૨૨ | છોડી | છોડી દઇ |
| ૩૩ | ૨૪ | ગયા | ગયો |
| ૩૩ | ૨૭ | થાંબલાથી | થાંભલાથી |
| ૩૪ | ૧૦ | જાનણારી | જાણનારી |
| ૩૪ | ૨૫ | જોઈ | હોય |
| ૪૩ | ૨ | નસ્કાર | નમસ્કાર |
| ૪૩ | ૯ | કંટ | કંઠ |
| ૪૩ | ૨૦ | હોટ | હોઠ |
| ૪૪ | ૧૦ | ન | ને |
| ૪૪ | ૧૦ | અન | અને |
| ૪૪ | ૧૬ | ક્ષેત્રેપાળ | ક્ષેત્રપાળ |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૭ | ૨ | શંકની | શંકરની |
| ૪૯ | ૨૦ | બલેસરીના | ઓલસરી |
| ૫૩ | ૨૧ | તેઆ | તેઓ |
| ૫૭ | ૧ | વિઠ્ઠાલ | વિઠ્ઠલ |
| ૫૭ | ૪ | વિઠ્ઠાલ | વિઠ્ઠલ |
| ૫૭ | ૯ | વિઠ્ઠાલ | વિઠ્ઠલ |
| ૫૯ | ૨૩ | વિશ્વેશ્વર | વિશ્વેશ્વર |
| ૬૦ | ૮ | કહેછે | રહેછે |
| ૬૧ | ૧૨ | ક્યાં | ક્યાંય |
| ૬૨ | ૨૬ | ક્યાં | ક્યાંય |
| ૬૨ | ૨૬ | ક્યાં | ક્યાંય |
| ૬૩ | ૧૬ | ક્યાં | ક્યાંય |
| ૬૬ | ૨ | લાકામાં | લોકોમાં |
| ૬૭ | ૧૩ | પુત્રો એ. | પુત્રોએ |
| ૬૭ | ૨૨ | દેશાને | દેશોને |
| ૬૮ | ૨૧ | ઘેરણાં | ઘરેણાં |
| ૮૧ | ૧૬ | પુણ્યમાં લાંભ | પુણ્યમાં લાભ |
| ૮૩ | ૫ | છીમાલા, | છીનાલા |
| ૮૩ | ૧૮ | પાથ. | પાન, |
| ૮૪ | ૧૨ | ઇંદ્રિયના કઝા નથી દુરજેના એવા. | ઇંદ્રિયોથી દુર ,, |
| ૮૪ | ૨૫ | કરજે | કરજો |
| ૮૯ | ૫ | શંખ, પરાયા દિવ્ય સૈન્યને | શંખ દિવ્ય, પરાયા સૈન્યને |
| ૯૨ | ૧૨ | અમલદારેને | અમલદારોને |
| ૯૩ | ૩ | બુદ્ધિવાળો ! | બુદ્ધિવાળા ! |
| ૧૦૪ | ૧૪ | ગરેજ | ગરજ |
| ૧૦૪ | ૧૮ | મૂઠ | મુડ |
| ૧૦૫ | ૧૭ | અ શિવદૂતે | એ શિવદૂતે |
| ૧૦૫ | ૨૭ | આ જીવિકા | આજીવિકા |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦૫ | ૨૭ | શિવભક્તિને | શિવભક્તને |
| ૧૦૭ | ૧૨ | મેરૂડ | મેરૂડ |
| ૧૦૮ | ૨૭ | છ | છે |
| ૧૦૯ | ૪ | મંત્રાથી | મંત્રોથી |
| ૧૦૯ | ૫ | માનસ્તાકે | માનસ્તોકે |
| ૧૧૦ | ૨૩ | સેંકડા | સેંકડો |
| ૧૧૨ | ૯ | પૂજ્વાથી આપેછે | પૂજ્વાથી ફૂલ |
| ૧૧૪ | ૧૬ | પૂર્વે | પૂર્વે |
| ૧૧૫ | ૧ | અવિમલ | અવિચલ |
| ૧૧૭ | ૯ | ક્યાં | ક્યાંય |
| ૧૧૯ | ૯ | અવા | એવા |
| ૧૧૯ | ૧૬ | આસોપાલવ | આસોપાલવ |
| ૧૧૯ | ૨૦ | લાગલાં | લાગેલાં |
| ૧૨૭ | ૬ | વગેરે | વગર |
| ૧૩૦ | ૧૩ | સોનાં અને તેઓ | તેઓ સોનાં અને |
| ૧૩૩ | ૧૬ | એમા | ચેમા |
| ૧૩૫ | ૧૮ | થયા | થયો |
| ૧૩૭ | ૧૧ | ચાંડાલિનીમાં | ચાંડાલીમાં |
| ૧૩૭ | ૨૬ | રૂદ્રાધ્યાય | પણ રૂદ્રાધ્યાય |
| ૧૪૧ | ૨૪ | ભોજન | ભોજને |
| ૧૪૩ | ૩ | ગુરૂછ | ગુરૂછે |
| ૧૪૩ | ૨૭ | નામના | નામની |
| ૧૪૩ | ૨૭ | પક્ષીનો | પક્ષિણીનો |

## વિશેષ સૂચના.

પેહેલા પૃષ્ઠમાં જે નોટ છે તે બીજા પૃષ્ઠમાં ઓગણીશમા શ્લોકના વડવાનલ શબ્દ ઉપર વાંચવી.

બીજા પૃષ્ઠમાં એકના અંક ઉપર જે નોટ છે તે પેહેલા પૃષ્ઠમાં દશમાં શ્લોકના ( પાંચ ) એ શબ્દ ઉપર વાંચવી.

# શ્રી બ્રહ્મોત્તર ખંડનું ગુજરાતી ભાષાંતર.

## ॥ અધ્યાય પેહેલો ॥

પ્રકાશ જેનું સ્વરૂપ છે, નિર્મલ જ્ઞાનરૂપી જેના નેત્ર છે, અને લિંગજ જેની મૂર્ત્તિ છે એવા શાંત પરબ્રહ્મ જે શિવ, તેને નમસ્કાર કરીએ છીએ ॥ ૧ ॥ ઋષિઓએ પુછયું કે–હે સૂત! તમે સર્વ પાપને હરનાર અને પવિત્ર, વિષ્ણુનું ઉત્તમ માહાત્મ્ય, સંક્ષેપથી કહ્યું તે અમે સાંભળ્યું ॥ ૨ ॥ હવે સદાશિવનું અને તેના ભક્તોનું સર્વ પાપને હરનાર ઉત્તમ માહાત્મ્ય સાંભળવાને ઈચ્છીએ છીએ ॥ ૩ ॥ તેમજ તેના મંત્રોનું માહાત્મ્ય અને તેની કથાનો તથા ભક્તિનો જે પ્રભાવ હોય તેનું પણ વર્ણન કરો. ॥ ૪ ॥ સૂત બોલ્યા કે–ઈશ્વરની કથામાં નિષ્કામ ભક્તિ થાય એટલુંજ મનુષ્યોનું ઉત્તમ અને અવિમલ કલ્યાણ છે ॥ ૫ ॥ એટલા માટે તેની ભક્તિના લેશનું માહાત્મ્ય હું કહુંછું. બાકી વિસ્તારથી તો કલ્પસુધી આયુષ્ય હોય તોપણ કોઈ કેહેવાને સમર્થ નથી ॥ ૬ ॥ સર્વ પુણ્ય, સર્વ કલ્યાણ અને સર્વ યજ્ઞોમાં પણ જપરૂપ યજ્ઞ ઉત્તમ કહેલછે ॥ ૭ ॥ તેમાં પ્રથમ જપરૂપ યજ્ઞનું કલ્યાણ આપનાર અને મોટું માહાત્મ્ય કહુંછું. સદાશિવનો છ અક્ષરનો મંત્ર ઉત્તમછે એમ મોટા ઋષિઓ કેહેછે ॥ ૮ ॥ દેવતાઓમાં જેમ સદાશિવ મોટા દેવ છે તેમ મંત્રોમાં આ છ અક્ષરનો મંત્ર ઉત્તમછે. ॥ ૯ ॥ જપનારાઓને મુક્તિ આપનાર આ પાંચે અક્ષરના મંત્રને, સિદ્ધિ ઈચ્છનારા સર્વે મોટા મુનિઓ સેવેછે. ॥ ૧૦ ॥ આ મંત્રના અક્ષરોનું માહાત્મ્ય કેહેવાને બ્રહ્મા પણ સમર્થ નથી, કેમકે, એ મંત્રમાં સર્વ વેદનો સિદ્ધાંત છે ॥ ૧૧ ॥ સર્વને

૧ સમુદ્રમાં વડવાનલ નામનો અગ્નિછે તે સમુદ્રના પાણીને બાળતો જાયછે.

જાણનાર, પરિપૂર્ણ અને સત્‌ચિત્‌ આનંદરૂપ શિવ પણ એ પંચાક્ષર મંત્રમાં રમેછે ॥ ૧૨ ॥ સર્વ વેદાંતરૂપ આ ઉત્તમ મંત્રથી, સર્વે મુનિઓ દુઃખરહિત પરબ્રહ્મને પામેલછે ॥ ૧૩ ॥ આ પરમાત્મા શિવને નમસ્કાર કરવાથી જીવ તેમનો સાથે એકતા પામેછે માટે આ મંત્ર, પરબ્રહ્મમય છે ॥ ૧૪ ॥ સંસારના પાશથી બંધાએલા પ્રાણીઓનું હિત કરવાની ઈચ્છાથી ૐનમઃ શિવાય એ મંત્ર પોતે સદાશિવે કહ્યોછે ॥ ૧૫ ॥ ૐનમઃ શિવાય એ મંત્ર જેના હૃદયમાંછે તેને, ઘણા મંત્ર, તીર્થ, તપ તથા યજ્ઞોનું શું પ્રયોજન છે? ॥ ૧૬ ॥ પ્રાણિઓ જ્યાંસુધી, આ મંત્રને એકવાર પણ બોલતા નથી ત્યાંસુધી આ દુઃખ ભરેલા ભયંકર, સંસારમાં ભમેછે ॥ ૧૭ ॥ આ છ અક્ષરનો[1] મંત્ર, મંત્રોનો રાજાધિરાજ, સર્વ વેદાંતના મુકુટરૂપ, સર્વ જ્ઞાનના ભંડારરૂપ ॥ ૧૮ ॥ મોક્ષના માર્ગમાં દીવારૂપ, અજ્ઞાનરૂપી સમુદ્રમાં વડવાનલરૂપ, અને મહાપાપને દાવાનલરૂપ છે ॥ ૧૯ ॥ મોક્ષ ઈચ્છનારાં સ્ત્રી, શૂદ્ર અને વર્ણસંકરોથી પણ આ મંત્ર જપી શકાય છે. આની દીક્ષા[2] નથી, હોમ નથી, સંસ્કાર નથી, તર્પણ નથી ॥ ૨૦ ॥ કાલ નથી તેમ ઉપદેશ પણ નથી. આ મંત્ર સઘળો પવિત્રછે. મોટાં પાપોને છેદવાને વાસ્તે શિવ એ બે અક્ષરજ સમર્થછે ॥ ૨૧ ॥ તે નમસ્કારથી યુક્ત થાય એટલે મુક્તિ આપવાને વાસ્તે પુરતાછે. સદ્‌ગુરૂએ ઉપદેશ કર્યો હોય અને પવિત્ર ક્ષેત્રમાં જપ્યો હોય તો ॥૨૨॥ એ મંત્ર તરત મનવાંછિત ફલ આપે એમાં શું આશ્ચર્ય છે? સદ્‌ગુરૂનો આશ્રય કરીને એનો ઉપદેશ લીધો હોય ॥ ૨૩ ॥ અને પવિત્ર ક્ષેત્રમાં જપ્યો હોય તો તુરત સિદ્ધિ આપેછે. નિર્મલ, શાંત, સાધુ, થોડું બોલનારા ॥ ૨૪ ॥ કામક્રોધરહિત, સારા આચારવાળા અને જિતેંદ્રિય એવા ગુરૂ જોઈએ. એઓએ કરૂણા કરીને આપેલો મંત્ર તુરત સિદ્ધ થાયછે ॥ ૨૫ ॥ હવે જપ કરવા જેવાં ક્ષેત્રોનાં નામ

---

૧ ૐનમઃ શિવાય એ છ અક્ષરનો અને નમઃ શિવાય એ પાંચ અક્ષરનો મંત્રછે.

૨ બીજા મંત્રોની દીક્ષા લેવી પડેછે તથા હોમ વગેરે કરવાં પડેછે.

હું સંક્ષેપથી કહુંછું. પ્રયાગ, પુષ્કર, કેદાર, સેતુબંધ ॥ ૨૬ ॥ ગોકર્ણ અને નૈમિષારણ્ય એ મનુષ્યોને તરત સિદ્ધિ આપનારછે. આ વિષયમાં સત્પુરૂષો એક જુનો ઈતિહાસ કેહેછે ॥ ૨૭ ॥ એ ઈતિહાસ, ઘણીવાર અથવા એકવાર પણ સાંભળવાથી કલ્યાણ થાયછે. મથુરામાં એક 'दाशार्ह' એવા નામથી વિખ્યાત યાદવ રાજા હતો તે ॥ ૨૮ ॥ બુદ્ધિમાન્, મોટા ઉત્સાહવાળો, મહા બલવાન્ શાસ્ત્ર જાણનાર, નીતિવાલો, શૂર, ધીરજવાલો, અપાર કાંતિવાલો ॥ ૨૯ ॥ પરાભવ થઈ શકે નહી એવો, ગંભીર, સંગ્રામમાં પાછો ન વળનાર મહારથી, મોટા ધનુષ્‌વાળો, અનેક શાસ્ત્રોના અર્થમાં પંડિત, ॥ ૩૦ ॥ ઉદાર, રૂપાળો, જુવાન અને સારાં લક્ષણવાળો હતો. એ રાજા સુંદર મોહોડાવાળી, કાશીના રાજાની દીકરી, ॥ ૩૧ ॥ સુશોભિત, રૂપશીલ અને ગુંણવાળી કલાવતી નામની સ્ત્રીને પરણ્યો. એ રાજાએ તે પછી પોતાને ઘેર આવી ॥ ૩૨ ॥ રાત્રિમાં શયન ઉપર બેઠેલી તે સ્ત્રીને સંગમને વાસ્તે બોલાવી. ઘણી ઘણીવાર કેહેતાં છતાં પણ ॥ ૩૩ ॥ તેણે મન કરયું નહી અને પોતાની પાસે આવી નહી. ॥ ૩૪ ॥ ત્યારે જોરાવરીથી લેવાને વાસ્તે રાજા ઊઠયો. રાણી બોલીકે હે મહારાજ! હું વ્રત કરૂંછું માટે મને અડશો નહી, ॥ ૩૫ ॥ તમે ધર્મ અધર્મને જાણોછો માટે મારા ઉપર સાહાસ કરશોમાં. જે વસ્તુ પ્રીતિથી ભોગવાય તેજ બુદ્ધિમાનોને ગમેછે. ॥ ૩૬ ॥ પ્રસન્નપણાથી સ્ત્રી પુરૂષનો સમાગમ થાય તે ઠીક લાગે માટે મારૂં જ્યારે પ્રિય થાય ત્યારે સંગ કરજો. ॥ ૩૭ ॥ સ્ત્રીને બલાત્કારથી ભોગવવામાં શી પ્રીતિ અને શું સુખછે? પ્રીતિવગરની, રોગવાળી, ગર્ભવાળી, વ્રતવાળી, ॥ ૩૮ ॥ રજસ્વલા અને કામના વિનાની સ્ત્રીને બલાત્કારથી પુરૂષે ભોગવવી નહી. સંતોષવું, લડાવવું, પોષણ, કોમલપણું અને દયા ॥ ૩૯ ॥ કરીને પ્રેમવાળા પતિએ જુવાન સ્ત્રીનો સંગમ કરવો જોઈએ. સુખની ઈચ્છા રાખતો હોય તેણે સ્ત્રીમાં અને કુલમાં સરખો રીતે વરતવું જોઈએ ॥ ૪૦ ॥ એવી રીતે તે ભલી

રાણીએ કહ્યું તોપણ કામદેવથી વ્યાકુલ થએલો તે રાજા રમણ કર-
વાની ઈચ્છાથી બલાત્કારે તેના હાથને ખેંચી આલિંગન કરવા લાગ્યો
॥ ૪૧ ॥ સ્પર્શકરયો ત્યાં એ રાણી ધગાવેલા લોઢા ના ગોળા જેવી અને
જાણે શરીરને બાળતી હોય એવી લાગી એટલે ભયથી વિવ્હલ થઈને
તુરત તેને મુકી દીધી ॥ ૪૨ ॥ રાજા બોલ્યોકે—અહો ! હેપ્રિયા !
આજ તારામાં આ મોટું આશ્ચર્ય દીઠું. પાંદડાજેવું કોમલ શરીર
અગ્નિજેવું કેમ થયું ? ॥ ૪૩ ॥ એવી રીતે વિસ્મય પામેલા રાજાને
બીકલાગી ત્યારે તે રાણીએ હસીને નમ્રતાથી કહ્યું કે ॥ ૪૪ ॥ હે
રાજા ! પેહેલાં બાલક અવસ્થામાં મોટા મુનિ દુર્વાસાએ કરૂણાથી મને
શિવપંચાક્ષરની વિદ્યાનો ઉપદેશ કરયોછે ॥ ૪૫ ॥ તે મંત્રના પ્રભા-
વથી પાપરહિત થએલા મારા શરીરનો, પાપી અને નિર્ભાગ્ય પુરૂ-
ષોથી સ્પર્શ કરી શકાતો નથી ॥ ૪૬ ॥ તમે રાજાંના સ્વભાવને
લીધે મદિરા પીનારી વ્યભિચારિણી અને વેશ્યા વગેરે સ્ત્રીઓને નિરં-
તર સેવોછો ॥ ૪૭ ॥ નાહાતા નથી પવિત્ર મંત્રનો જપ કરતા
નથી અને સદાશિવનું આરાધન કરતા નથી માટે મારો સ્પર્શકરવાને
કેમ યોગ્ય થાશો ? ॥ ૪૮ ॥ રાજા બોલ્યો કે—હે પ્યારી ! એ પવિત્ર
શિવપંચાક્ષરની વિદ્યા મને બતાવ. હવે વિદ્યાથી નિષ્પાપ થઈને
તારી સાથે રમણ કરવાને ઈચ્છું છું ॥ ૪૯ ॥ રાણી બોલી કે—હે
રાજા ! હું તમને ઉપદેશ નહીં કરૂં, કેમકે તમે મારા ગુરૂ છો. ગર્ગાચાર્ય
કે જે મંત્ર જાણનારાઓમાં ઉત્તમ છે તેમની પાસે જાઓ ॥ ૫૦ ॥
સૂત શૌનકને કેહેછે કે—એ પ્રમાણે વાત કરી તે રાણી અને રાજા
ગર્ગાચાર્ય પાસે જઈને હાથ જોડી માથા વતે તેમના ચરણમાં નમ્યાં
॥ ૫૧ ॥ પછી રાજાએ પ્રસન્ન થએલા ગુરૂને વારંવાર પૂજીને નમ્ર-
તાથી એકાંતમાં પોતાના મનોરથની વાત કહી ॥ ૫૨ ॥ રાજા
બોલ્યો કે—હે ગુરૂ ! કરૂણા કરીને મને કૃતાર્થ કરો. શિવપંચાક્ષરની
વિદ્યાનો ઉપદેશ કરો ॥ ૫૩ ॥ મેં રાજાના સ્વભાવથી જાણતાં
અજાણતાં કરેલું પાપ જેથી નાશ પામે એવો મંત્ર મને આપો ॥ ૫૪ ॥

એમ રાજાએ પ્રાર્થના કરવાથી બ્રાહ્મણોમાં ઉત્તમ ગર્ગાચાર્ય તે બન્નેને યમુનાજીના પવિત્ર તટ ઉપર તેડી ગયા ॥ ૫૫ ॥ ત્યાં પવિત્ર ઝાડની નીચે બેસી ગુરૂએ પવિત્ર તીર્થના જલમાં નાહેલા અને જેણે ઉપવાસ કરયો છે એવા રાજાને ॥ ૫૬ ॥ ઊગમણે મોઢે બેસાડી શિવના ચરણારવિંદને નમસ્કાર કરી તેના માથાઉપર હાથ મુકી શિવરૂપ મંત્ર આપ્યો ॥ ૫૭ ॥ તે મંત્રનું ધારણ કરતાં અને તે મુનિના હાથનો સ્પર્શ થતાંજ તે રાજાના શરીરમાંથી કરોડો કાગડા નીકળી પડયા ॥ ૫૮ ॥ બળેલી પાંખોવાળા, ચીસો નાખતા અને ધરતીપર પડતા તે હજારો કાગડા ભસ્મ થએલા જોવામાં આવ્યા ॥ ૫૯ ॥ એઓને બળીજતા જોઈ રાજા અને રાણીએ વિસ્મય પામીને તે ગુરૂને એનું કારણ પુછયું ॥ ૬૦ ॥ ગુરૂ બોલ્યા કે—હે રાજા, તમે હજારો ભવમાં ભટકતાં ખરાબ પરિણામવાળાં અનેક પાપ કરયાં છે ॥ ૬૧ ॥ તેમાં જે તમે પુણ્ય કરયાં હતાં તેના વધારાથી કોઈ સારા અવતાર તમને આવીગયા ॥ ૬૨ ॥ અને પાપના વધારાથી કોઈ નીચ અવતાર પણ આવી ગયા. હમણાં પુણ્ય અને પાપ સરખાં થયાં તેથી મનુષ્ય અવતાર પામ્યા છો ॥ ૬૩ ॥ શિવપંચાક્ષરની વિદ્યા જ્યારે તમારા હૃદયમાં આવી ત્યારે તમારા શરીરમાંથી કરોડો પાપ કાગડાને રૂપે નીકળી ગયાં ॥ ૬૪ ॥ કરોડો બ્રહ્મહત્યાઓ, કરોડો અગમ્યાગમન[1] અને બીજા પણ કરોડો અવતારમાં કરેલા પાપના સમૂહો ॥ ૬૫ ॥ શિવપંચાક્ષર ધારણ કરવાથી ક્ષણમાત્રમાં ભસ્મ થાયછે. હે મોટા રાજા! તમારાં કરોડો પાપ આજ બળી ગયાં ॥ ૬૬ ॥ હવે પવિત્ર થએલા તમે, આ રાણીની સાથે સુખેથી વિહાર કરો. એ પ્રમાણે કહી તે મંત્રનો ઉદ્દેશ કરી ॥ ૬૭ ॥ વિસ્મય પામેલા તે જોડાને સાથે લઈ ગર્ગાચાર્ય પોતાને ઘેર ગયા. પછી ગુરૂની આજ્ઞા લઈ પ્રસન્ન થએલાં અને મોટી કાંતિવાળાં તે સ્ત્રીપુરૂષ ॥ ૬૮ ॥ પોતાને ઘેર આવી શોભવા લાગ્યાં.

---

૧ ધર્મ શાસ્ત્રમાં જે સ્ત્રીઓનો સંગકરવાની મનાહ છે તેઓના સંગ.

પ્રસન્ન થએલો રાજા ચંદનના જેવી ટાઢી લાગતી પોતાની સ્રીનું આલિંગન કરી નિર્ધન માણસ જેમ ધન મળવાથી સંતોષ પામે તેમ પરમ સંતોષ પામ્યો ॥ ૬૯ ॥ સર્વ વેદ, ઉપનિષદ્દ, પુરાણ અને શાસ્ત્રના મુકુટ રૂપ પાપનો નાશ કરનાર અને ઉત્તમ આ પંચક્ષરનો મહિમા મે સંક્ષેપથી કહ્યો ॥ ૭૦ ॥ એવી રીતે શ્રી સ્કંદપુરાણમાંનાં બ્રહ્મોત્તર ખંડનો પંચાક્ષર વર્ણન એવા નામનો પેહેલો અધ્યાય પુરો થયો ॥ છ છ છ છ

## ॥ अध्याय बीजो ॥

---

સૂત કેહેછે કે—હવે હું બીજું પણ સદાશિવનું માહાત્મ્ય કહીશ, કે જે સાંભળવાથીજ સર્વ સંશય કપાઈ જાયછે. ॥ ૧ ॥ પાપને મટાડનાર, સર્વ આનંદને કરનાર, શોભાવાળું અને સર્વમનોરથ તથા ધનને આપે એવું, આવિના બીજું કાંઈ નથી. ॥ ૨ ॥ એક ભકિતથી સદાશિવનું આરાધનજ લાંબું આયુષ્ય, જય, આરોગ્ય, ભોગ અને મોક્ષરૂપી ફુલને આપે છે. ॥ ૩ ॥ લીલાં, સુકાં, નાહાનાં અને મોટાં પણ સર્વ પાપોનું એજ પ્રાયશ્ચિત કહ્યુંછે. ॥ ૪ ॥ મોટા મુનિઓએ કહેલાં મોટાં મોટાં પ્રાયશ્ચિતોથી પણ કોઈ કાલમાં ન મટે એવાં પાપને ત્રાસ આપનાર ॥ ૫ ॥ અને સર્વ શાસ્ત્રોએ નિશ્ચય કરેલું ઉત્તમ કલ્યાણ એજ છે કે ॥ ૬ ॥ જાણતાં અજાણતાં અને જે કોઈ કારણથી પણ પરમેશ્વરને વાસ્તે જેકાંઈ કર્મ થાય તે મુકિત આપેછે. ॥ ૭ ॥ માઘ મહિનાના કૃષ્ણ પક્ષની ચૌદશ (શિવરાત્રિ) ને દિવસ ઉપવાસ થવો દુર્લભ છે તેમાં રાત્રિમાં જાગરણ થવું દુર્લભ છે. ॥ ૮ ॥ તેમાં વળી શિવલિંગનું દર્શન અત્યંત દુર્લભ છે અને તેથી પણ શિવપૂજનને વધારે દુર્લભ માનું છું. ॥ ૯ ॥ તેમાં પણ કરોડો જન્મમાં ઘણાં પુણ્ય કરેલ હોય તેના ફલથી બિલી પત્ર મળે છે. ॥ ૧૦ ॥ દશ હજાર વર્ષ સુધી ગંગાજલમાં નાહાવાથી જે પુણ્ય થાય તે પુણ્યને

માણસ, બીલીપત્ર વડે એકવાર પૂજન કરચાથીજ પામેછે. ॥ ૧૧ ॥ અહીં જુગો જુગમાં જે જે પુણ્યલીન થઈ ગયાંછે તે સઘળાં માઘ વદ ચૌદશમાં રેહેછે. ॥ ૧૨ ॥ લોકમાં બ્રહ્માદિક દેવતાઓ અને વસિષ્ઠાદિક મુનિઓ એજ માઘ મહીનાના કૃષ્ણ પક્ષની ચઊદશને વખાણેછે ॥ ૧૩ ॥ એ દિવસે કોઈએ પણ ઉપવાસ કરચો હોય તે સેંકડો યજ્ઞ કરતાં અને રાત્રિમાં જાગરણ કરચું હોય તે કરોડો કલ્પના તપ કરતાં પણ અધિક થાયછે. ॥ ૧૪ ॥ એક બિલીપત્રથી પણ શિવલિંગનું પૂજન કરવામાં આવે તો આખા ત્રૈલોક્યના પુણ્યોમાં પણ તેના બરોબર કોઈ થતું નથી. ॥ ૧૫ ॥ આ વિષયમાં પવિત્ર અને અતિ સુંદર કથા છે તે ગુપ્ત રાખવા જેવી છે પણ કરૂણાનેલીધે ગૌતમ ઋષિએ પ્રકાશ કરીછે. ॥ ૧૬ ॥ ઈક્ષ્વાકુના વંશમાં ઉત્પન્ન થએલો, ઉત્તમ ધર્મ પાલનાર, લક્ષ્મીવાલો અને ધનુષ્વાલાઓમાં શ્રેષ્ઠ, મિત્રસહ નામનો રાજા હતો ॥ ૧૭ ॥ એ રાજા સર્વ અસ્ત્રને જાણનાર, શાસ્ત્ર જાણનાર, વેદના પારને પામેલો, વીર, અત્યંત બલ તથા ઉત્સાંહવાલો, નિરંતર ઉદ્યોગી અને દયાનો ભંડાર હતો ॥ ૧૮ ॥ પુણ્યનો જાણે ઢગલો હોય, તેજનું જાણે પાંજરૂ હોય અને આશ્ચર્યોનું જાણે ખેતરજ હોય એવી રીતે તેનું શરીર શોભતું હતું. ॥ ૧૯ ॥ હૃદયમાં દયા હતી, શરીરમાં શોભા હતી. અને પગમાં ખંડપતિ રાજાઓના મુકુટોના મણિઓની કિરણો પડતી હતી. ॥ ૨૦ ॥ એક દિવસ મૃગયાની ક્રીડામાં લોભાએલો તે રાજા મોટું સૈન્ય સાથે લઈને ભયંકર વનમાં પેઠો ॥ ૨૧ ॥ ત્યાં તેણે બાણથી વાઘ, રોઝ, મૃગ, રૂરૂ, સુવર, પાડી અને ઘણાક સિંહોને પણ વીંધી નાખ્યા. ॥ ૨૨ ॥ રથમાં બેઠેલા, મૃગયામાં લાગેલા અને બખતર પેહેરીને વનમાં ફરતા એ રાજાએ કોઈ અગ્નિ જેવા તેજસ્વી રાક્ષસને મારચો ॥ ૨૩ ॥ એ જોઈ તે રાક્ષસનો નાહાનો ભાઈ છેટેથી અંતર્ધાન થઈ ગયો. પણ ભાઈને મુવેલો જોઈ ચિત્તમાં શોકથી વિચાર કરવા લાગ્યો કે— ॥ ૨૪ ॥ આ રાજાને દેવતાઓથી કે રાક્ષસોથી

પણ પોંહોંચી શકાય એમ નથી માટે આને બીજી રીતે નહી પણ કપટથીજ જીતવો જોઈએ ॥ ૨૫ ॥ એમ નિશ્ચય કરી જાણે દેહધારી ઉત્પાત હોય નહી, એવો એ દુષ્ટ રાક્ષસ માણસનું રૂપ ધરી એ રાજાપાસે આવ્યો ॥ ૨૬ ॥ તેને સારા આકારવાલો અને ચાકરી કરવા આવેલો જોઈને રાજાએ અજાણતાં રસોડાનો ઉપરી કરી રાખ્યો ॥ ૨૭ ॥ પછી તે રાજા કેટલીક વારસુધી વનમાં વિહાર કરી મૃગયા મુકી દઈને પાછો વળી પોતાની નગરીમાં આવ્યો. ॥ ૨૮ ॥ એને, નલ રાજાને જેવી દમયંતી હતી તેવીજ પ્રખ્યાત અને સતી મદયંતી નામની રાણી હતી ॥ ૨૯ ॥ પછી કોઈ દિવસ શ્રાદ્ધનો સમય આવ્યો ત્યારે રાજાએ નોંતરૂં દઈને વશિષ્ઠમુનિને ઘેર બોલાવ્યા હતા, તે ॥ ૩૦ ॥ રસોડીઆ રૂપે રહેલા રાક્ષસ જેમાં માણસનું માંસ ભેળવી દીધું છે એવું શાક પીરસેલું જોઈને બોલ્યા કે ॥ ૩૧ ॥ હે રાજા! ધિક્કાર છે. તેંજ કપટ કરીને આજ મને માણસનું શાક પીરસ્યું માટે તું રાક્ષસ થાઈશ ॥ ૩૨ ॥ એ કામ રાક્ષસનું કરેલછે એમ નહી જાણતાં ગુરૂએ શ્રાપ દીધો પણ પાછો વિચાર કરીને એ શ્રાપની બારવર્ષની અવધી કરી ॥ ૩૩ ॥ રાજા પણ રીસ કરીને બોલ્યો કે આ કામ મેં કરયું નથી તેમ મારા જાણવામાં પણ ન હતું. તે છતાં ગુરૂએ મને વૃથા શ્રાપ દીધો માટે હું ગુરૂને શ્રાપ દઉં છું ॥ ૩૪ ॥ એમ કહી હાથમાં પાણી લઈ ગુરૂને શ્રાપ દેવા તૈયાર થયો ત્યાં મદયંતી રાણીએ પગમાં પડીને તેને વારયો ॥ ૩૫ ॥ પછી રાણીની વાત રાખવાવાસ્તે શ્રાપ દેવો મુકી દઈ રાજાએ તે પાણી પોતાના પગ ઉપર નાખ્યું એટલે પગ કલ્માષ (વિચિત્ર વર્ણના) થઈ ગયા ॥ ૩૬ ॥ ત્યાંથી જેનું નામ कल्माषांघ्रि પડી ગયું. એવો તે રાજા ગુરૂના શ્રાપથી વનમાં ફરનાર રાક્ષસ થયો ॥ ૩૭ ॥ કાલજેવા રાક્ષસના રૂપથી વનમાં ફરતો તે રાજા મનુષ્ય વગેરે અનેક પ્રાણીઓને ખાઈ જવા લાગ્યો ॥ ૩૮ ॥ તે રાક્ષસે કોઈ દિવસે કોઈ વનમાં નાહાની અવસ્થાના જવાં પરણેલાં, અને વિહાર કરતાં એવા

એક મુનિ અને તેની સ્ત્રીને દીઠાં ॥ ૩૯ ॥ તેમાંથી શાપથી પીડા-એલા અને માણસનો આહાર કરનારા તે રાક્ષસે વાઘ જેમ હરણના બચ્ચાને પકડે તેમ બ્રાહ્મણને પકડ્યો ॥ ૪૦ ॥ તે પતિને રાક્ષસે પકડેલો જોઈ બીનેલી, ચીસો નાખતી અને અત્યંત ધ્રૂજતી એ બ્રાહ્મણની સ્ત્રી બોલી કે ॥ ૪૧ ॥ હે સૂર્યવંશના રાજા! પાપ ન કરો પાપ ન કરો, તમે મદયંતીના પતિ મોટા રાજા છો. રાક્ષસ નથી ॥ ૪૨ ॥ હે રાજા! પ્રાણ કરતાં પણ વધારે પ્રિય એવા મારા પતિને ખાશોમાં કેમકે પીડા પામેલા અને શરણાગત પ્રાણિઓના આશ્રયરૂપ તમેજ-છો. ॥ ૪૩ ॥ પતિવિના પાપ જેવા દુષ્ટ અને જડ પ્રાણનું કે અત્યંત બોજારૂપ દેહનું મારે શું પ્રયોજન છે? ॥ ૪૪ ॥ મલિન, પાપી અને પંચમહાભૂતથી બનેલા દેહથી શું સુખ છે. આ બ્રાહ્મણ બાલક, વેદ ભણેલ, શાંત, તપસ્વી અને ઘણાં શાસ્ત્રોને જાણનાર છે ॥ ૪૫ ॥ એટલા માટે આને જીવિતદાન દેવાથી તમને જગતની રક્ષા કર્યાનું પુણ્ય થશે. હે મહારાજ! બાલક બ્રાહ્મણીઉપર દયા કરો ॥ ૪૬ ॥ અનાથ, કંગાલ અને પીડા પામેલા ઉપર સાધુ પુરૂષો દયા રાખે છે. એવી રીતે પ્રાર્થના કરી તોપણ એ નિર્દય અને દુષ્ટમનવાળો રાક્ષસ ॥ ૪૭ ॥ એ બ્રાહ્મણનું માથું કાપીને ખાઈ ગયો. પછી તે દુબળી, દીન અને અત્યંત દુખણી ભલી સ્ત્રીએ ॥ ૪૮ ॥ પતિના હાડકાં એકાઠાં કરીને ભયંકર ચિતા (ચેહ) ખડકી. પતિ પછવાડે જતી અને અગ્નિમાં પ્રવેશ કરતી તે બ્રાહ્મણીએ ॥ ૪૯ ॥ રાક્ષસ રૂપવાળા તે રાજાને શ્રાપરૂપી અસ્ત્રથી માર્યો કે-હે પાપી રાજા! તું મારા પતિને ખાઈ ગયો ॥ ૫૦ ॥ એટલા માટે પતિવ્રતાના ભયંકર શ્રાપને ભોગવ. આજથી માંડી તું પણ જ્યારે સ્ત્રીનો સંગ કરીશ ॥ ૫૧ ॥ ત્યારે તારૂં મરણ થશે. એમ કહીને તે સતીએ અગ્નિમાં પ્રવેશ કર્યો. પછી રાક્ષસપણામાંથી છૂટીને પણ સંતાન રહિત અને રાજ્યના વૈભવમાં વૈરાગ્ય પામેલો તે રાજા ॥ ૫૨ ॥ સઘળી લક્ષ્મીનો ત્યાગ કરીને બીજીવાર પણ વનમાં ગયો. અને સૂર્યવંશની સ્થિતિ રાખવાને

વાસ્તે મોટા મુનિ વસિષ્ઠે ॥ ૫૩ ॥ તે મદયંતી રાણીમાં પુત્ર ઉત્પન્ન કરચો. જેણે રાજ્ય મુકીદીધું છે એવો રાજા પણ સઘળી પૃથ્વીમાં ફરતાં ॥ ૫૪ ॥ પછવાડે આવતી અને ભયંકર રૂપવાળી પિશાચણીને દેખવા લાગ્યો. એ પિશાચણી ભયંકર અને મટાડી મટે નહી એવી દેહધારી બ્રહ્મહત્યા હતી ॥ ૫૫ ॥ જ્યારે પોતે શ્રાપથી ખરાબ થયો હતો ત્યારે બ્રાહ્મણના સુત્રને ખાઈ ગએલો, તે કર્મથી પછવાડે આવતી બ્રહ્મહત્યાને ॥ ૫૬ ॥ તે રાજાએ મોટા મુનિઓના કેહેવાથી ઓળખી. તેના અંતને ઈચ્છતો અને જેનું મન ખેદ પામ્યું છે એવો તે રાજા ॥ ૫૭ ॥ ઘણાં વર્ષ સુધી અનેક ક્ષેત્રોમાં અને તીર્થોમાં ફરચો. જ્યારે બધા તીર્થોમાં વારંવાર નાહાતાં છતાં પણ ॥ ૫૮ ॥ બ્રહ્મહત્યા ન મટી ત્યારે મિથિલા નગરીમાં ગયો. તેની બાહાર વાડીમાં બેઠેલા અને મોટી ચિંતાથી પીડાએલા તે રાજાએ ॥ ૫૯ ॥ નિર્મલ અંતઃકરણવાળા, અગ્નિસમાન અને સઘળા તપસ્વિજનોએ સેવેલા એવા ગૌતમ મુનિને આવતા દીઠા. ॥ ૬૦ ॥ જાણે સૂર્ય હોય તેમ અત્યંત ઘાટા અંધારાને મટાડનાર, જાણે ચંદ્રમા હોય તેમ નિશ્શંક અને અવદાત ( શ્વેત અને શુદ્ધ ) ગુણનો ઉદય કરનાર ॥ ૬૧ ॥ જાણે સદાશિવ હોય તેમ શોભાયમાન દ્વિજરાજ ( ચંદ્રમા અને ઉત્તમ બ્રાહ્મણ ) ની કલા એક ભાગ અને ગુણને ધારણ કરનાર, શાંત, શિષ્યના ટોળા સહિત, અને તપના મુખ્ય પાત્ર રૂપ ॥ ૬૨ ॥ તે મુનિની પાસે જઈને તે રાજા વારંવાર પગે લાગ્યો. મુનિઓમાં ઉત્તમ ગૌતમે પણ એ સૂર્યવંશી રાજાનો ॥ ૬૩ ॥ પ્રીતિથી સત્કાર કરીને હસતે મોઢે કહ્યું. ગૌતમ બોલ્યા કે—હે રાજા ! તમે કુશલ છો ? અને તમારૂં રાજ્ય કુશલ છે ? ॥ ૬૪ ॥ તમારી પ્રજા અને રાણીઓ કુશલ છે ? સઘળી લક્ષ્મીને મુકીને અહીં શામાટે આવ્યા છો ? ॥ ૬૫ ॥ હે રાજા ! લાંબા અને ઊના નિસાસા મુકીને શો વિચાર કરોછો ? રાજા બોલ્યો કે—હે મહારાજ ! તમારી કૃપાથી સર્વે અમે કુશલ છીએ ॥ ૬૬ ॥ ઉત્તમવંશી રાજાઓની સમૃ-

દ્વિઓ બ્રાહ્મણને સ્વાધીન છે. પરંતુ આ ભયંકર રૂપવાળી પિશાચણી મને દુઃખ દેછે ॥ ૬૭ ॥ મારા શિવાય બીજા કોઈ એને દેખતા નથી અને પગલે પગલે એ તિરસ્કાર કરતી આવેછે. હું શ્રાપથી ખરાબ થયો હતો તે સમયે જે મે મોટું પાપ કર્યું હતું ॥ ૬૮ ॥ તેની શાંતિ હજારો ઉપાયથી પણ થતી નથી. અનેકપ્રકારના અને સઘળો ભંડાર જેમાં દક્ષિણારૂપે અપાયો એવા યજ્ઞો કર્યા ॥ ૬૯ ॥ પૃથ્વીમાં વખણાવા યોગ્ય એવાં નદી અને તળાવોમાં નાહ્યો, ફરતાં ફરતાં સર્વ ક્ષેત્રોનું સેવન કર્યું ॥ ૭૦ ॥ સર્વ મન્ત્રોનો જપકર્યો. સર્વ દેવતાઓનું ધ્યાન કર્યું. મૂલ અને ફુલને ખાઈને વ્રતો કર્યાં ॥ ૭૧ ॥ તોપણ એથી હું સુખી થયો નહી. આજ મારા જન્મની સફલતા મળી હોય એમ જણાય છે ॥ ૭૨ ॥ આપના દર્શનથી મારા આત્માને આનંદ થયોછે. જેને ઈચ્છા હોય તે અનેક વર્ષે કોઈ ઠેકાણે પણ મનવાંછિત ફલ પામેછે ॥ ૭૩ ॥ એવું લોકોનું બોલવું મારેવિષે સાચું પડ્યું છે. આખા જન્મમાં કરેલાં પુણ્યોનો ઉદય થયો ॥ ૭૪ ॥ કેમકે સંસારથી બીનેલાઓનું રક્ષણ કરનાર જે આપ તેનાં દર્શન થયાં. સંસારના ભયને મટાડનારા આપ ક્યા દેશથી અહીં આવ્યા છો ? ॥ ૭૫ ॥ દૂર દેશોમાં ફરવાથી થાકી જઈને આપ અહીં પધાર્યા છો એમ ધારૂંછું. અને કાંઈ આશ્ચર્ય જોઈને રાજી થયાછો એમ આપના મોઢાની શોભા ઉપરથી વરતાયછે ॥ ૭૬ ॥ પ્રીતિવડે ભાષણ કરવાથીજ મારા ચિત્તને આનંદ આપોછો. હવે હે મહારાજ! પાપ કરનાર અને આપના ચરણની શરણે આવેલો જે હું ॥ ૭૭ ॥ તેને શાંતિ કરો, કે જેથી હું સુખ પામું. એવી રીતે તેણે પ્રાર્થના કરતાં કરૂણાના ભંડારરૂપ ગૌતમ મુનિએ ॥ ૭૮ ॥ ભયંકર પાપો મટાડવાનો ઉત્તમ ઉપાય બતાવ્યો. ગૌતમ બોલ્યા કે હે રાજા! ઠીકછે. તમે ધન્યછો. મોટા પાપથી પણ બીઓમાં ॥ ૭૯ ॥ સદાશિવ ભક્તોનું રક્ષણ કરનારછે ત્યાં શરણ ઈચ્છનારાઓને ભય કેમ હોય?

હે મોટા ભાગ્યશાલી રાજા! બીજા એક ઉત્તમ ક્ષેત્રની વાત સાંભળો ॥ ૮૦ ॥ મહાપાપને મટાડનાર ગોકર્ણ નામનું રમણીય ક્ષેત્રછે. ત્યાં મોટાંથી મોટાં પાપો પણ રહી શકતાં નથી. ॥ ૮૧ ॥ સ્મરણ માત્રથીજ સર્વ પાપને હણનાર સદાશિવ ત્યાં પાસેજ રહ્યાછે. કૈલાસ ના શિખરમાં અને આકાશના મસ્તકમાં જેમ સદાશિવનો નિવાસ છે ॥ ૮૨ ॥ તેમજ ગોકર્ણમંડલમાં સદાશિવનો નિવાસછે. અગ્નિ, ચંદ્રમા, તારા અને મોટા ગ્રહોથી પણ ॥ ૮૩ ॥ તેવું અંધારૂં મટતું નથી કે જેવું સૂર્યના દર્શનથી મટેછે. તેમજ બીજાં સુંદર તીર્થ કે ક્ષેત્રોથી ॥ ૮૪ ॥ તરત પાપની શુદ્ધિ થતી નથી કે જેવી ગોકર્ણના દર્શનથી થાયછે. બ્રહ્મહત્યાદિક સેંકડો પાપ કરીને પણ માણસ ૮૫ ॥ એકવાર ગોકર્ણક્ષેત્રમાં પ્રવેશ કરે કે પછી પાપની બીક લાગતી નથી તે ક્ષેત્રમાં સર્વે મહાત્માઓ તપ કરીને શાંતિ પામ્યાછે ॥ ૮૬ ॥ ઈંદ્ર, વિષ્ણુ અને બ્રહ્માદિક દેવતાઓ સિદ્ધિની ઈચ્છાથી તેને સેવેછે. ત્યાં એક દિવસ પણ જે ઉત્તમ વ્રત કર્યું હોય ॥ ૮૭ ॥ તે સમાન, બીજે ઠેકાણે સો વર્ષસુધી કરેલું વ્રત પણ થતું નથી. ત્યાં બ્રહ્મા અને વિષ્ણુ ઈત્યાદિક દેવતાઓનું હિત કરવાસારૂ ॥ ૮૮ ॥ મહાબલ એવા નામથી સદાશિવ પોતે રહ્યા છે. રાવણ નામના રાક્ષસે ભયંકર તપ કરીને જે મેલવ્યું હતું ॥ ૮૯ ॥ તે લિંગ ગણપતિએ ગોકર્ણમાં સ્થાપ્યું છે. ઈંદ્ર, બ્રહ્મા, વિષ્ણુ, વિશ્વેદેવા, વાયુના ગણ ॥ ૯૦ ॥ આદિત્ય વસુ, અશ્વિનીકુમાર, ચંદ્રમા અને સૂર્ય, એ વિમાનમાં બેસનારા ઘણા ખરા દેવતાઓ પાર્ષદોની સાથે ॥ ૯૧ ॥ દેવતાનાદેવ સદાશિવના ઊગમણા દ્વારને સેવેછે. સાક્ષાત્ મૃત્યુ સાક્ષાત્ ચિત્રગુપ્ત અને અગ્નિ ॥ ૯૨ ॥ એઓ પિતૃ અને રૂદ્રોની સાથે દક્ષિણદ્વારને સેવેછે. નદીઓનો અધિપતિ વરૂણ, ગંગાદિક નદીઓના ટોળાની સાથે ॥ ૯૩ ॥ પશ્ચિમદ્વારમાં રહીને મહાદેવને સેવેછે. તેમજ વાયુ, કુબેર અને દેવી ભદ્રકર્ણિકા, એઓ ॥ ૯૪ ॥ ચંડિકા વગેરે માતાઓની સાથે ઉત્તરદ્વારમાં રહ્યાંછે. વિશ્વાવસુ, ચિત્રરથ, ચિત્રસેન અને મહાબલ ॥ ૯૫ ॥

એઓ, ગંધર્વના વર્ગોની સાથે મહાબળેશ્વરને પૂજેછે. રંભા, ઘૃતાચી, મેના, પૂર્વચિત્તિ, તિલોત્તમા ॥ ૯૬ ॥ અને ઊર્વશી ઈત્યાદિક અપ્સરાઓ સદાશિવની આગળ નાચ કરેછે. વસિષ્ઠ, કશ્યપ, કણ્વ, મહાતપસ્વી વિશ્વામિત્ર ॥ ૯૭ ॥ જૈમિનિ, ભરદ્વાજ જાબાલિ ક્રતુ અને અંગિરા, એઓ અને અમે સર્વ નિર્મલ બ્રહ્મર્ષિઓ ॥ ૯૮ ॥ મહાબલદેવની ચારેકોર ઊભા ઊભા ઉપાસના કરીએ છીએ. મરીચિની સાથે અત્રિ, દક્ષાદિક મુનીશ્વરો ॥ ૯૯ ॥ અને સનકાદિક મહાત્માઓ બેઠા બેઠા ઉપાસના કરેછે. તેમજ મૃગચર્મને ધારણ કરનારા મુનિઓ, સાધ્યદેવ. ॥ ૧૦૦ ॥ દંડિઓ, વ્રતનેલીધે મુંડિત થએલાઓ અને સ્નાતક બ્રહ્મચારિઓ કે જેઓના શરીરમાં હાડકાં અને ચામડીજ બાકી રહીછે અને જેઓનાં પાપ તપથી બળી ગયાં છે ॥ ૧૦૧ ॥ તેઓ સઘળા મોટી ભક્તિથી સદાશિવને સેવેછે. તેમજ ગંધર્વસહિત દેવતાઓ, પિતૃઓ, સિદ્ધ, ચારણ ॥ ૧૦૨ ॥ વિદ્યાધર, કિંપુરૂષ, કિન્નર, યક્ષ, પક્ષિઓ, અનેક પિશાચો, વેતાલ અને મહાબળવાન દૈત્યો પણ એને સેવેછે ॥ ૧૦૩ ॥ અનેક વૈભવોવાળા, અનેક પ્રકારનાં ભૂષણ અને વાહનવાળા લોકો સૂર્ય જેવાં અગ્નિ જેવાં, ચંદ્રમા જેવાં ॥ ૧૦૪ ॥ અને બીજાં વળી વીજળીના પુંજ જેવાં વિમાનોથી ચારેકોર વીંટાએલા સદાશિવની સ્તુતિ કરેછે, ગાયછે, પાઠ કરેછે, નમસ્કાર કરેછે, ॥ ૧૦૫ ॥ નાચ કરેછે, રાજી થાયછે, મનવાંછિત ફલ પામેછે અને અનુકૂલ આવે તેમ રમણ કરેછે. ॥ ૧૦૬ ॥ ગોકર્ણ જેવું ક્ષેત્ર આખા બ્રહ્માંડમાં નથી. ત્યાં મહાત્મા અગસ્ત્યમુનિએ તપ કરચું હતું ॥ ૧૦૭ ॥ તેમજ હે રાજા ! સનત્કુમારે, પ્રિયવ્રત રાજાના દીકરાઓએ, અગ્નિએ, કામદેવે, ॥ ૧૦૮ ॥ ભદ્રકાલી દેવીએ, શિશુમારે, સર્પોના રાજા દુર્મુખ તથા મણિનાગે ॥ ૧૦૯ ॥ અને પવિત્ર મહાત્મા વિભીષણે પણ તપ કરચું હતું. એઓ અને બીજા પણ દેવતાઓ, સિદ્ધ, દાનવો અને મનુષ્યો ॥ ૧૧૦ ॥ ગોકર્ણમાં સદાશિવની ભક્તિથી આરાધના કરી પોતપો-

તાના નામનાં હજારો લિંગ સ્થાપી ॥ ૧૧૧ ॥ પરમસિદ્ધિને પામ્યાછે. અને તીર્થો કરી ગયાછે. હે રાજા! એ ક્ષેત્રમાં સર્વે દેવતાઓનાં સ્થાનક છે ॥ ૧૧૨ ॥ દેવનાદેવ વિષ્ણુ, સર્વોત્તમ બ્રહ્મા, કાર્ત્તિકેય સ્વામી, ગણપતિ, ॥ ૧૧૩ ॥ ધર્મ, ક્ષેત્રપાલ અને દુર્ગાદેવી પણ ત્યાં રહ્યાછે. હે મોટી બુદ્ધિવાળા! ગોકર્ણમાં શિવલિંગ કરોડો છે ॥ ૧૧૪॥ પગલે પગલે અસંખ્યાત તીર્થ પણછે. હે રાજા! ઘણું કેહેવાથી શું. ગોકર્ણમાં રહેલા ॥ ૧૧૫ ॥ સર્વે પાષાણો શિવલિંગ છે અને સર્વે જલ તીર્થ છે. ગોકર્ણમાંના શિવલિંગોનો અને તીર્થોનો ઘણો ॥૧૧૬॥ મહિમા મોટા ઋષિઓએ પુરાણોમાં ગાયોછે. હે રાજા! ગોકર્ણમાં કોટિતીર્થ સર્વ તીર્થોમાં મુખ્યછે. ॥ ૧૧૭ ॥ સર્વે શિવલિંગોમાં મહાબલ ચક્રવર્ત્તી છે. સત્યયુગમાં મહાબલેશ્વર શ્વેત રેહેછે, ત્રેતાયુ-ગમાં રાતા રેહેછે, ॥ ૧૧૮ ॥ દ્વાપરમાં પીળા રેહેછે, અને કલિયુગમાં શ્યામ થશે. સાત પાતાલને પણ દબાવી રહેલા મહાબલેશ્વર ॥ ૧૧૯॥ ભયંકર કલિયુગ આવશે ત્યારે કોમલ થઈ જશે. પશ્ચિમ સમુદ્રના તટમાં રહેલું ઉત્તમ ગોકર્ણક્ષેત્ર ॥ ૧૨૦ ॥ બ્રહ્મહત્યાદિક પાપોને બાળે એમાં શું આશ્ચર્યછે. આ સંસારમાં જેઓ બ્રહ્મહત્યા કરનારા, પ્રાણિઓનો દ્રોહ કરનારા, લુચ્ચા, ॥ ૧૨૧ ॥ સર્વ ગુણવિનાના, પર-સ્ત્રીઓમાં પ્રીતિ રાખનારા, દુષ્ટચાલ તથા દુરાચાર વાળા, નીચ સ્વભાવવાળા, કૃપણ, ॥ ૧૨૨ ॥ લોભીઆ, ક્રૂર, ખલ, મૂઢ, ચોર અને મહાકામી હતા તેઓ પણ ગોકર્ણને પ્રાપ્ત થઈ તીર્થના જલમાં નાહી ॥ ૧૨૩ ॥ અને મહાબલેશ્વરના દર્શન કરી સદાશિવના પદને પામી ગયાછે. ત્યાં પવિત્ર તિથીઓમાં, પવિત્ર નક્ષત્રમાં અને પવિત્ર દિવસમાં ॥ ૧૨૪ ॥ જેઓ શંકરને પુજે તેઓ રૂદ્ર થાય એમાં સંશય નથી. જ્યારે ક્યારે અને જે કોઈ પણ મનુષ્ય ગોકર્ણમાં ॥ ૧૨૫ ॥ આવીને શિવપૂજન કરે તે બ્રહ્માના પદને પામે. રવિ, સોમ અને બુધવારી અમાવાસ્યા હોય ॥ ૧૨૬ ॥ તે દિવસે સમુદ્રમાં સ્નાન, દાન, પિતૃનું તર્પણ, શિવપૂજન, જપ, હોમ, વ્રત કે બ્રાહ્મણોનું પૂજન ॥૧૨૭॥

જે કાંઈ કર્મ કર્યું હોય તે અનંતફલ આપેછે. વ્યતીપાત વગેરે યોગમાં, સૂર્યની સંક્રાંતિઓમાં ॥ ૧૨૮ ॥ અને મહાપ્રદોષના સમયોમાં શિવ-પૂજન મુક્તિ આપેછે. હે રાજા! હવે મુક્તિ આપનારી તિથિ હું તમને એકાંતમાં કહીશ ॥ ૧૨૯ ॥ જે તિથિમાં મોટો પારાધો સદાશિવના પરમપદને પામી ગયોછે તે તિથી, માઘ માસની મહા પવિત્ર કૃષ્ણપ-ક્ષની ચોદશ, ॥ ૧૩૦ ॥ શિવલિંગ અને બીલીપત્ર એ ચાર વાનાં દુર્લભછે. અહો! માયા બલવાન છે કે જેને લીધે સદાશિવની મોટી તિથિમાં ॥ ૧૩૧ ॥ મૂઢ લોકો, મુંગાઓ જેમ ત્રણ વેદનો અભ્યાસ ન કરે તેમ, ઉપવાસ કરતા નથી. ઉપવાસ, જાગરણ, સાક્ષાત્ સદાશિવ ॥ ૧૩૨ ॥ અને ગોકર્ણક્ષેત્ર એ મનુષ્યોને શિવલોકમાં જવાની નીસ-રણીછે. હે રાજા! સાંભળો! હું પણ ॥ ૧૩૩ ॥ એ શિવરાત્રીની ઉપાસના કરી અને મહોત્સવ જોઈને ગોકર્ણથી હમણાંજ આવ્યોછું. એ શિવતિથિઉપર સર્વ લોકો મહોત્સવ જોવાની ઈચ્છાથી ॥ ૧૩૪ ॥ સર્વ દેશોમાંથી આવ્યા હતા. ચાર વર્ણના મહાજનો, સ્ત્રીઓ, વૃદ્ધ, બાલક અને સંન્યાસીઓ ॥ ૧૩૫ ॥ આવી સદાશિવનાં દર્શન કરી કૃતાર્થપણું પામી ગયા. પછી હું, આ શિષ્યો, તેમજ બીજા ઋષીઓ ॥ ૧૩૬ ॥ રાજર્ષિઓ અને સનકાદિક દેવર્ષિઓ સર્વ તીર્થોમાં નાહી મહાબલેશ્વરની ઉપાસના કરી ॥ ૧૩૭ ॥ અને જન્મની સફ-લતા પામી ચારે કોર ચાલી નીકળ્યા. આજ હું આ જનક રાજાએ યજ્ઞ કરવાની ઈચ્છાથી ॥ ૧૩૮ ॥ નોતરવાને લીધે શિવમંદિરરૂપ ગોકર્ણમાંથી અંહીં આવ્યોછું. હે પ્રિય રાજા! માર્ગમાં એક મોટું આ-શ્ચર્ય જોઈને આનંદ પામી કૃતાર્થ થયોછું. ॥ ૧૩૯ ॥ એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તરખંડનો 'ગોકર્ણમાહિમાનું વર્ણન' એવા નામનો બીજો અધ્યાય પુરો થયો. છ. છ. છ. છ.

---

# ॥ અધ્યાય ત્રીજો ॥

રાજાએ પુછયું કે-હે મહારાજ ? માર્ગમાં આપે કયે ઠેકાણે અને શું આશ્ચર્ય દીઠું ? તે મને કહો કે જેથી હું પણ કૃતાર્થ થાઉં. ॥ ૧ ॥ ગૌતમ બોલ્યોકે-હે રાજા ! ગોકર્ણથી આવતાં કોઈ દેશમાં મધ્યાન્હ સમયે એક નિર્મલ તળાવ મારા જોવામાં આવ્યું ॥૨॥ ત્યાં પાણીનું આચમન લઈ માર્ગનો થાકોડો ઉતારી ઘાટી અને ટાઢી છાયાવાળા વડની નીચે બેઠા ॥ ૩ ॥ ત્યાં નજદીક એક ચાંડાલી ( ઢેડી ) ને મેં દીઠી. એ ચાંડાળી વૃદ્ધ, એકલી, દુબળી, સુકાએલ મોઢાવાળી, ભુખી, ઘણા રોગથી પીડાએલી, ॥ ૪ ॥ કોઢ તથા ગુમડાથી ઘેરાએલી, બહાર મોઢાં કાઢતા અનેક કીડાઓથી વ્યાકુલ, પરૂ અને લોહીથી ભીંજાઈને ટપકતાં લુગડાં વાળી ॥ ૫ ॥ ક્ષયરોગની ખાંસીથી કંઠ રોકાવાને લીધે વિહ્વલ, દાંતવિનાની, લેવાઈ ગએલી, વારંવાર લોટતી ॥ ૬ ॥ ભયંકર સૂર્યના કિરણોનો સ્પર્શ થવાથી કઠોર અને ઉની ધૂડથી ભરાઈ ગએલી, વિષ્ટા મૂત્ર અને પરૂથી લીંપાએલી, લોહીના ગંધથી પાસે જઈ શકાય નહી એવી ॥ ૭ ॥ કફના રોગનેલીધે દમ ભરાવાથી જેની નાડીઓ શિથિલ થઈ હતી એવી, ઘણી પીડાવાળી, મોવાળા અને અંગ[1] જેનાં વીંખાઈ ગયાં હતાં એવી મરવાને તૈયાર હતી. ॥ ૮ ॥ તેને એવી દુખણી જોઈને મને ઘણી દયા આવવાથી હું તેના મરણની રાહ જોઈને ક્ષણમાત્ર ત્યાંજ ઉભો રહ્યો. ॥ ૯ ॥ તેટલી વારમાં પોતાના કિરણોથી જાણે આકાશને નવરાવતું હોય એવું શિવના પાર્ષદોએ આણેલું દિવ્ય વિમાન મારા જોવામાં આવ્યું. ॥ ૧૦ ॥ સૂર્ય ચંદ્ર અને અગ્નિના તજનું જાણે પાંજરૂ હોય એવા તે વિમાનમાં સૂર્ય જેવા શિવના પાર્ષદો મેં દીઠા. ॥ ૧૧ ॥ એ ચાર શિવના પાર્ષદો ત્રિશૂલ, ખટ્વાંગ, ટાંકણાં, ઢાલ અને તરવારવાળા, અર્ધા ચંદ્રરૂપી ઘરેણાવાળા, ઘાટા ચંદ્રમા અને કુંદપુષ્પ જેવા ઘણા તેજવાળા,

---

૧ ખાટલાના અંગ ઇસુ અને ઉપળાં વગેરે.

॥ ૧૨ ॥ કિરીટ કુંડલ અને શોભતાં સર્પનાં કંકણથી દીપતા અને શુભ લક્ષણવાળા હતા. ॥ ૧૩ ॥ વિમાનમાં બેસીને અકાશમાંથી આવતા એ ચાર જણને જોઈ વિસ્મય પામી તુરત પાસે જઈ તેઓને મેં પુછ્યું કે ॥ ૧૩ ॥ દેવતાઓમાં ઉત્તમ, શ્રીસદાશિવના ચરણના અનુચર, ત્રૈલોક્યની રક્ષાનો ઉપાય કરનારા અને ત્રિશૂલ ઢાલ તરવાર તથા ગદાને ધારણ કરનારા જે તમો તેઓને નમસ્કાર કરૂંછું. ॥ ૧૫ ॥ તમે સદાશિવના પાર્ષદો છો એ મારા જાણવામાં આવ્યું, પણ આ તમારૂં આવવું જગતની રક્ષાને વાસ્તે છે કે ગમ્મતને વાસ્તે છે? ॥ ૧૬ ॥ અથવા સર્વ લોકોનાં પાપનો નાશ કરવાને વાસ્તે આ તમારો ઉદ્યમ છે? જે કારણથી તમે અંહીં આવ્યા છો તે કૃપા કરી મને કહો. ॥ ૧૭ ॥ પાર્ષદો બોલ્યા કે—આ મરવાને તૈયાર થએલી ઘરડી ચાંડાલીને લવાને વાસ્તે પ્રભુની આજ્ઞાથી અમે આવ્યા છીએ. ॥ ૧૮ ॥ એમ શિવના દૂતોએ કહ્યું ત્યારે ચિતમાં વિસ્મય પામી હાથ જોડીને ઊભો રહી મેં ફરીવાર પણ તેઓને પુછ્યું કે— ॥ ૧૯ ॥ અહો! આ પાપણી અને દુષ્ટ ચાંડાલી દિવ્ય વિમાનમાં બેસવાને કેમ યોગ્ય છે? કુતરી જેમ યજ્ઞના મંડપમાં ચડવાને યોગ્ય નથી તેમ આ પણ યોગ્ય નથી. ॥ ૨૦ ॥ જન્મભરથી ઘણું કરીને અપવિત્ર, પાપી અને પાપીઓને અનુસરનારી આ ભુંડા આચારવાળી-ને શિવલોકમાં લઈજવાને કેમ ઈચ્છો છો.? ॥ ૨૧ ॥ આને શિવનું જ્ઞાન નથી, મોટું તપ નથી, સત્ય નથી અને દયા પણ નથી તે છતાં આને લઈ જવાને કેમ ઈચ્છો છો.? ॥ ૨૨ ॥ પશુના માંસનો આહાર કરનારી, મદિરાથી જેનું પેટ પુરાયું છે એવી અને નિરંતર જીવહિંસા કરનારી આ ચાંડાલીને લઈજવાને કેમ ઈચ્છો છો.? ॥ ૨૩ ॥ આણે પંચાક્ષરનો જપ કરચો નથી, શિવપુજન કરચું નથી અને ભગવાન સદાશિવનું ધ્યાન કરચું નથી તે છતાં આને કેમ લઈ-જવાને ઈચ્છો છો? ॥ ૨૪ ॥ શિવરાત્રીનો ઉપવાસ કરચો નથી, પ્રાણીઓ ઉપર દયા કરી નથી યજ્ઞ કરચા નથી, વાવ કુવા વગેરે

પુરત કર્યું નથી તે છતાં આને લઈ જવાને કેમ ઈચ્છો છો ? ॥ ૨૫ ॥ કોઈ તીર્થમાં નાહી નથી, દાન કર્યાં નથી, વ્રત કર્યાં નથી તે છતાં આને કેમ લઈજવાને ઈચ્છો છો.? ॥ ૨૬ ॥ જોવામાં પણ આનો ત્યાગ કરવો જોઈએ ત્યારે ભાષણ વગેરેમાં કરવો જોઈએ એમાં તો શુંજ કેહેવું. સત્સંગવિનાની અને ભયંકર એવી આ ચાંડાલીને લઈજવાને કેમ ઈચ્છો છો ? ॥ ૨૭ ॥ જો કદાચ આણે જન્માંતરમાં પુણ્ય કર્યું હોય તો કોઢ ક્ષયરોગ અને કીડાથી કેમ પીડાય છે ? ॥ ૨૮ ॥ અહો ઈશ્વરની આ લીલા કોઈ પ્રાણીના જાણવામાં ન આવે એવીછે. પાપીઓને પણ કરૂણાથી પરમપદમાં લઈ જવામાં આવેછે. ॥ ૨૯ ॥ મેં એપ્રમાણે પુછ્યું એટલે સર્વ સંશયને ભેદનારા એ સદાશિવના દૂતોએ પ્રીતિથી મને ઉત્તર આપ્યો. ॥ ૩૦ ॥ શિવદૂતો બોલ્યા કે-હે બ્રાહ્મણ ! જો આ નવાઈ જેવું લાગતું હોય તો તમે આ ચાંડાલીની બાબતમાં હમણાં જે કહ્યું તેવિષે મોટા આશ્ચર્યની વાત સાંભળો. ॥ ૩૧ ॥ આ પૂર્વ જન્મમાં પુનમના ચંદ્રમા જેવા મોઢાવાળી અને ॥ ૩૨ ॥ પ્રફુલ્લિત મલ્લિકાની માળા જેવા કોમલ અંગવાળી, કેકય દેશના કોઈ મુખ્ય બ્રાહ્મણની દીકરી સુમિત્રા નામની હતી. ॥ ૩૩ ॥ સર્વ લક્ષણવાળી, જાણે બીજી રતિજ હોય એવી અને બાપને ઘેર મોટી થતી એવી એ સુમિત્રાને જોઈને લોકો વિસ્મય પામવા લાગ્યા. ॥ ૩૪ ॥ દિવસે દિવસે મોટી થતી, સંબંધિઓએ અત્યંત લડાવાતી અને કામદેવનું જાણે ધનુષજ હોય એવી એ સુમિત્રા ધીરેધીરે જુવાનીમાં આવી ॥ ૩૫ ॥ પછી સઘળા સંબંધિઓ મળીને એ કુંવારી દીકરીને વિધિપ્રમાણે કોઈ બ્રાહ્મણના દીકરાને આપી. ॥ ૩૬ ॥ નવી જુવાનીથી શોભનારી સારા આચારવાળી, સંબંધિઓથી વીટાએલી તે સુમિત્રાએ થોડાક કાલસુધી પતિની સાથે વિહાર કર્યો. ॥ ૩૭ ॥ પછી કાલને લીધે, રૂપ અને જુવાનીથી શોભતો તેનો પતિ મોટા રોગથી પીડાઈને મરણ પામ્યો. ॥ ૩૮ ॥ પતિ મરી

૧ કામદેવની સ્ત્રી.

જતાં દુઃખથી જેનું હૃદય બળી ગયું એવી એ સુમિત્રા કેટલાક મહીનાસુધી સારા આચારથી વરતી પણ ॥ ૩૯ ॥ પછી રોજ વધતા આવતા જુવાનીના બોજાથી તેનું હૃદય કામદેવથી પીડાવા લાગ્યું ॥ ૪૦ ॥ સંબંધીઓ રક્ષણ કરતા અને મોટાઓ શીખામણ દેતા તોપણ તે સ્ત્રી કામદેવથી ખેચાએલા મનને રોકી શકી નહી. ॥ ૪૧ ॥ કામદેવના આકરા વેગથી, રૂપ અને જુવાનીથી શોભનારી તે વિધવા હતી તોપણ વ્યભિચારના માર્ગમાં લાગી ગઈ. ॥ ૪૨ ॥ ડાહી હતી તેથી 'એ વ્યભિચાર કરેછે' એમ કોઈના પણ જાણવામાં આવ્યું નહી. એમ થોડાક કાલસુધી એણે પોતાના દુરાચારને ઢાંકયો. ॥ ૪૩ ॥ પછી તેને ગર્ભ રહ્યો અને સ્તનના મોઢાં ઘાટાં અને કાળાં થવા લાગ્યાં તેથી બંધુઆએ તેને વ્યભિચારમાં ખરાબ થએલી જાણી. ॥ ૪૪ ॥ તેઓ ઘણા કલેશથી ભય પામ્યા અને તેઓને મોટી ચિંતા થઈ. સ્ત્રીઓ કામદેવથી ભ્રષ્ટ થાયછે, બ્રાહ્મણો નીચનું સેવન કરયાથી ભ્રષ્ટ થાયછે; ॥ ૪૫ ॥ રાજાઓ બ્રાહ્મણોને દંડ કરવાથી ભ્રષ્ટ થાયછે, સંન્યાસીઓ ભોગ ભોગવાથી ભ્રષ્ટ થાયછે, અન્ન કુતરાએ ચાટવાથી અને દુધ મદિરા મળી જવાથી ભ્રષ્ટ થાયછે. ॥ ૪૬ ॥ રૂપ કોઢનો રોગ થવાથી બગડેછે. અને કુલ તેમાં ખરાબ સ્ત્રી થવાથી બગડેછે. એ પ્રમાણે પતિના ભાયાતોએ સર્વે મળી વિચારીને ॥ ૪૭ ॥ તેનો ચોટલો પકડી ઘરમાંથી કાહાડીમેલી. સર્વ બંધુઓએ ઘટસ્ફોટ કરીને ત્યાગ કરેલી તે સ્ત્રી ॥ ૪૮ ॥ ગામબાહાર ફરતી હતી ત્યાં કોઈ શૂદ્રે તેને દીઠી. પુષ્ટ તથા ઉંચા સ્તનવાળી અને જેનો કટિપશ્ચાદ્ભાગ સુંદરછે એવી તે વિધવા સ્ત્રીને જોઈને ॥ ૪૯ ॥ તે શૂદ્રનો પટેલ સમજાવી તેને પોતાને ઘેર તેડી ગયો. તે સુમિત્રા તેની સ્ત્રી થઈને રાતદિવસ ॥૫૦॥ રમણ કરતી કોઈ દેશમાં ઘરવું કરીને રહી. ત્યાં માંસ ખાતી, રોજ

---

૧ કોઈ ઘરનું માણસ મહાપાપ કરે ત્યારે તેને કાહાડી મુકી તેના સાથેનો સંબંધ રદ કરવા તેની પછવાડે ઘડો ફોડવાની ચાલ હતી.

દારૂ પીતી ॥ ૫૧ ॥ અને પ્રેમથી રમણ કરતી એવી તે સ્ત્રીને થોડા દિવસમાં દીકરો આવ્યો. કોઈ દિવસ તેનો પતિ ક્યાંક ગયો હતો, ત્યારે દારૂ પીવાથી ॥ ૫૨ ॥ વિહ્વલ થએલી એ સુમિત્રાને માંસ ખાવાની ઈચ્છા થઈ. પછી બાહારના વાડામાં બળધ અને ઘેંટા બાંધ્યા હતા તે ઠેકાણે ॥ ૫૩ ॥ અંધારી રાતની સાંજે તરવાર લઈને ગઈ. માંસ જેને પ્રિયછે એવી અભાગણી તે સુમિત્રાએ દારૂના જોસથી વિચારયા વગર ॥ ૫૪ ॥ રાતમાં ચીસો નાખતા એક ગાઈના વાછડાને મારયો. ઘેર લાવી જુવે ત્યાં ગાઇનો વાછડો જાણી ॥ ૫૫ ॥ ભય પામી, ત્યારે કોઈ પુણ્યના યોગથી શિવ શિવ એવું બોલાઈ ગયું. માંસ અને મદિરાની ઈચ્છાવાળી તે સુમિત્રાએ પછી જરાવાર વિચાર કરીને ॥ ૫૬ ॥ તેજ વાછડાને કાપી આહાર કરયો. વાછડાનું અર્ધું શરીર ખાઈ ॥ ૫૭ ॥ બાકીનું અર્ધું શરીર બાહાર નાખી દઈ કપટથી તે પાછી બરકવા લાગી કે અહો! વાડામાં વાઘ આ વાછડાને ભાંગીને ખાઈ ગયો. ॥ ૫૮ ॥ એ તેની ચીસ સર્વ ઘેરામાં સાંભળવામાં આવી તેથી સઘળા શૂદ્રલોકો ભેળા થઈને તેની પાસે આવી ઊભા. ॥ ૫૯ ॥ વાછડાને વાઘે મારી નાખેલો જાણી સર્વેને શોક થયો. તે સઘળા ગયા પછી અને રાત્રી વીત્યા પછી ॥ ૬૦ ॥ તેના પતિએ ઘેર આવી તે સઘળું જોયું. પછી ઘણો કાલ જતાં તે શૂદ્રની સ્ત્રી સુમિત્રા ॥ ૬૧ ॥ મરણ પામીને યમને ઘેર ગઈ. યમે પણ ધર્મ અને તેનું પૂર્વનું કર્મ વિચારીને ॥ ૬૨ ॥ નરકમાં જતી તેને બંધ કરી અને ચાંડાલ જાતિમાં નાખી. યમપુરીમાંથી નીકળેલી તે સુમિત્રા ચાંડાલીના ગર્ભમાં આવી ॥ ૬૩ ॥ જન્મતાંજ તે આંધળી અને કોયલા જેવી કાળી થઈ. કોઈ દેશમા રહેતા તેના પિતા ચાંડાલે ॥ ૬૪ ॥ તે એવી દીકરીને દયાથી ઊછેરી. કુત્રાએ ચાટેલ અને અભક્ષ્ય દુર્ગંધી અન્નથી ॥ ૬૫ ॥ અને પીવા યોગ્ય નહી એવા રસથી તેની માએ તેનું પોષણ કરયું. જન્મની આંધળી તો હતીજ તેવળી કાલયોગથી બાલક અવસ્થામાંજ કોઢના રોગથી

પીડા પામી. ॥ ૬૬ ॥ એ અતિ દુર્ભાગણીને કોઈ ચંડાલ પણ પરણ્યો નહીં. બાલક અવસ્થા ગઈ તે સમયમાં તેનાં માબાપ મરી-ગયાં. ॥ ૬૭ ॥ બંધુ અને ભાઈઓએ તેને દુર્ભાગણી જાણીને તજી દીધી. પછી ભૂખથી પીડાએલી, રાંક, શોક કરતી અને આંધળી ॥ ૬૮ ॥ તે ચાંડાલી ઠીબડું લઈ હાથમાં લાકડી રાખી ત્યાંથી માહાકષ્ટે ચાલી. રોજે રોજ સર્વ શેહેરોમાં માગીને ॥ ૬૯ ॥ ચાંડા-લોના એઠા અન્નથી તે પેટ ભરવા લાગી. એમ મોટા કષ્ટથી ઘણી અવસ્થા કાહાડીને ॥ ૭૦ ॥ ઘડપણે સર્વ અંગમાં ગળેલી તે ચાં-ડાલી ભારે દુઃખ પામી. અન્ન પાન અને વસ્ત્ર જેને મળતાં નથી એવી તે ચાંડાલીએ કોઈ દિવસ લોકો પાસેથી ॥ ૭૧ ॥ જાણ્યું કે શિવરાત્રિઉપર ઘણાં માણસો ગોકર્ણ જાયછે. તે દેવયાત્રામાં દેશ પરદેશથી ॥ ૭૨ ॥ અગ્નિહોત્રી અને સ્ત્રીસહિત મહાત્મા બ્રાહ્મણો, ઝનાના સહિત, હાથી રથ ઘોડા તથા ॥ ૭૩ ॥ પરિવાર સહિત અને વાહન તથા છત્રાદિકથી શોભતા રાજાઓ, તેમજ વૈશ્ય શૂદ્ર અને વર્ણસંકર જાતીના બીજા પણ હજારો લોકો જતા હતા ॥ ૭૪ ॥ હસતા, ગાતા, ક્યાં નાચતા, વળી દોડતા, સુંઘતા, ઈચ્છા પ્રમાણે પીતા જતા અને ગર્જના કરતા ॥ ૭૫ ॥ લોકોના પ્રયાણમાં મોટો સંભ્રમ થઈ રહ્યો હતો. એ પ્રમાણે સર્વે ગોકર્ણેશ્વરના સ્થાનકમાં જતા હતા. ॥ ૭૬ ॥ તેઓને વિમાનમાં બેઠેલા સઘળા દેવતા વિસ્મયથી જોતા હતા. હવે આ ચાંડાલી પણ અન્નવસ્ત્રની લાલચથી ॥ ૭૭ ॥ એ મહાજનો પાસે માગવા માટે ધીરેધીરે ચાલી. બીજીના હાથ ઝાલીને અને પૂર્વજન્મના કર્મથી ॥ ૭૮ ॥ જતાં જતાં કેટલેક દિવસે તે ગોકર્ણક્ષેત્રમાં પોહોંચી. પછી માર્ગથી છેટે બેસી હાથ લાંબા કરી ॥ ૭૯ ॥ વારંવાર મુસાફર લોકો પાસે માગતી તે ચાંડાલી કંગાલ વચન બોલતી હતી કે—અરે લોકો! પૂર્વજન્મમાં કરેલાં ઘણાં ઘણાં પાપોથી ઘણા ઘણા દિવસ થયા પીડાતી એવી જે હું તેનાઉપર ॥ ૮૦ ॥ આહાર માત્ર આપીને દયા કરો. તમે અત્યંત દુઃખીઆની રક્ષા કર-

નારા, મોટા મનોરથને પૂરનારા ॥ ૮૧ ॥ અને ઘણાં પુણ્ય કરનારા છો માટે દયા કરો. અન્નવસ્ત્રરહિત, ધરતીપર સુનારી ॥ ૮૨ ॥ અને ઘણી ધૂડથી ભરાએલીછું માટે દયા કરો. ઘણા તાઢ તડકાથી તથા મહારોગથી પીડાએલી ॥ ૮૩ ॥ આંધળી અને ઘરડીછું માટે દયા કરો. ઘણા દિવસના ઉપવાસથી રાંકછું અને પેટનો અગ્નિ વધવાથી ॥ ૮૪ ॥ સર્વ અંગમાં બળુંછું માટે દયા કરો. સેંકડો જન્માંતરમાં પણ મેં પુણ્ય કરચં નથી ॥ ૮૫ ॥ પાપણી અને ભાગ્યહીન છું માટે દયા કરો. એવી રીતે પ્રાર્થના કરતી એ ચાંડાલીના ખોબામાં ॥ ૮૬ ॥ એક ધર્મિષ્ટ મુસાફરે બીલીપત્ર નાખ્યાં. ખોબામાં પડેલાં એ બીલીપત્રને વારંવાર તપાસી ॥ ૮૭ ॥ આ ખાવાની ચીજ નથી એમ જાણી તેણે છેટે ફેંકી દીધાં. એ બીલીપત્ર રાતમાં ॥ ૮૮ ॥ સારાં ભાગ્યે કોઈ શિવલિંગ ઉપર પડચાં. એવી રીતે શિવચતુર્દશીની રાતમાં લોકો પાસે વારંવાર ॥ ૮૯ ॥ તે માગતી હતી તોપણ દૈવયોગથી તેને ત્યાં કાંઈ જડચું નહીં. અને ભદ્રકાલીની પછવાડે તે રાત તેણે કાઢી ॥ ૯૦ ॥ એ સ્થાનક ભદ્રકાલીથી કાંઈક ઉત્તરમાંછે પણ વધારે દૂર નથી. પછી સવારે નિરાશ થએલી અને બહુજ શોક કરતી ॥ ૯૧ ॥ તે રાંક ચાંડાલી એકલીજ ધીરેધીરે પોતાના દેશતરફ ચાલી. ઘણા ઉપવાસથી થાકેલી, પગલેપગલે પડતી ॥ ૯૨ ॥ ચીસો નાખતી, ઘણા રોગથી પીડાએલી, ધ્રુજતી, અત્યંત આતુર, સૂર્યના તાપથી બળતી અને વાંકી વળી ગએલી તે ચાંડાલી લાકડીના આધારથી ॥ ૯૩ ॥ કેટલોક રસ્તો મુકી આવી મૂર્છા ખાઈને પડી. એટલી વારમાં કરૂણારૂપી અમૃતના સમુદ્રરૂપ સદાશિવે ॥ ૯૪ ॥ અમને વિમાન આપીને આને લાવવાની આજ્ઞા કરી. આ ચાંડાલીનો વૃત્તાંત ॥ ૯૫ ॥ અને સદાશિવે રાંક ઉપર દયાળુપણું દેખાડચું તે વાત તમને કહી. હે ગૌતમ! કર્મની ગતિ જુવો કે ॥ ૯૬ ॥ આ અધમ ચાંડાલી પણ દુઃખરહિત ઉત્તમ પદને પામેછે. આ ચંડાલીએ પૂર્વજન્મમાં અન્નદાનાદિક કરચું નથી

॥ ૯૭ ॥ તેને લીધે અહીં ભૂખ અને તરસ વગેરેથી પીડાયછે. મદિરાના વેગમાં આંધળી બનો મોટું પાપ કર્યુંછે ॥ ૯૮ ॥ તેને લીધે આ જન્મની આંધળી થઈછે. પૂર્વજન્મમાં જાણી જોઈને વાછડો ખાધોછે ॥ ૯૯ ॥ તે કર્મથી આ જન્મમાં આ મહાઅધમ ચાંડાલી થઈછે. પોતાનો માર્ગ મુકી વ્યભિચારના માર્ગમાં ચાલીછે ॥ ૧૦૦ ॥ એ મોટા પાપને લીધે એને ઘણાં કોઢ અને ગુમડાં થયાંછે. કામદેવથી વ્યાકુલ થઈ શૂદ્રની સાથે ઈચ્છામાં આવે તેમ રમીછે ॥ ૧૦૧ ॥ તે પાપથી ઘણું લોહી, પરૂ અને કીડાથી પીડાયછે. પૂર્વજન્મમાં મૂઢ બનીને એણે મદિરા પીધીછે ॥ ૧૦૨ ॥ તે પાપને લીધે ક્ષયરોગ અને શૂલથી પીડાયછે. હે મુનિ! આ લોકમાંજ સર્વ મનુષ્યોમાં સઘળાં પાપનાં ચિન્હ ॥ ૧૦૩ ॥ વિવેકવાળા મોટા પુરૂષોના જાણવામાં આવેછે. આ લોકમાં જેઓ ઘણા રોગથી પીડાએલા, પુત્ર અને ધન વિનાના ॥ ૧૦૪ ॥ ખરાબ લક્ષણથી કલેશ પામેલા, ભીખ માગનારા, લાજવિનાના, વસ્ત્ર, અન્નપાન, શયન, ભૂષણ અને તૈલાદિકથી ॥ ૧૦૫ ॥ રહિત, કરૂપડા, વિદ્યા વિનાના, અંગની ખોટવાળા, ભુંડું જમનારા, દુર્ભાગ્ય, નિંદા પામેલા અને પરાયા ગુલામ જોવામાં આવેછે ॥ ૧૦૬ ॥ તેઓ સઘળા પૂર્વજન્મમાં મોટાં પાપ કરનારા જાણવા. એ પ્રમાણે યત્નથી વિચાર કરી અને લોકોની સ્થિતિ જોઈ ॥ ૧૦૭ ॥ સમજુ માણસ પાપ કરે નહીં અને કરે તો તેને, હાથે કરી ખરાબ થનારજ જાણવો. પ્રાણીને આ મનુષ્યદેહ ઘણાં કર્મ કરવાનું મુખ્ય સાધન છે ॥ ૧૦૮ ॥ માટે નિરંતર સારૂં કામ કરવું અને નરતા કામનો ત્યાગ કરવો. સુખની ઈચ્છા હોય તો પુણ્ય કરવું અને દુઃખની ઈચ્છા હોય તો પાપ કરવું ॥ ૧૦૯ ॥ ડાહ્યા માણસે એ બેમાંથી એક પકડવું. આ અત્યંત દુર્લભ મનુષ્ય દેહમાં રહીને ॥ ૧૧૦ ॥ પોતાના કલ્યાણના સાધન વિના બીજું કાંઈ કરવુંજ નહી. સઘળાં પાપ કરનારો માણસ પણ જો નિરંતર ॥ ૧૧૧ ॥ એક સદાશિવનું ધ્યાન કરે તો તેનાં સઘળાં પાપ મટી જાયછે. આ ચાંડાલી પૂર્વજ-

ન્મમાં મરણ પામીને જ્યારે યમપુરીમાં ગઈ હતી ॥ ૧૧૨ ॥ ત્યારે યમના સભાસદોને મોટો વિચાર થયો હતો તે એ કે આ બ્રાહ્મણીને તેના પોતાના સારા કુલાચારથી ભ્રષ્ટ થવાને લીધે ॥ ૧૧૩ ॥ આ-પણે અહીં આણેલીછે તોપણ આને નરકમાં મોકલવી કે નહીં? અને આ બ્રાહ્મણીએ બાલકપણામાં કરેલું જરાકપણ પુણ્ય છે કે નહીં ॥ ૧૧૪ ॥ આપણે આ વિષયમાં વિચાર કરચા વગર દંડ નહીં દેવો જોઈએ. ઘણા જન્મમાં કરેલા પુણ્યના ફલથી ॥ ૧૧૫ ॥ મનુષ્યને માંડમાંડ બ્રાહ્મણના કુલમાં અવતાર મળેછે માટે પૂર્વજન્મોમાં તો આ બ્રાહ્મણીએ પાપ કરેલું ન હોતું જોઈએ ॥ ૧૧૬ ॥ નહીતર સારા કુલમાં અવતાર કેમજ થાય? આ અવતારમાંજ આણે મોટું પાપ કરચું છે ॥ ૧૧૭ ॥ તો પણ ઘણું કરીને નરકમાં પડવાને આ લાયક નથી. કેમકે વાછડો મારચા પછી વિચાર કરી ત્રાસ આવવાને લીધે ॥ ૧૧૮ ॥ અને પૂર્વજન્મના પુણ્યના યોગને લીધે આ બ્રાહ્મણીથી શિવ શિવ એમ બોલાઈ ગયુંછે. પાપના નાશને વાસ્તે મહામંગલરૂપ ॥ ૧૧૯ ॥ શિવનું નામ ભક્તિથી એકવાર બોલે તોપણ પરમ પદને પામે. એક જન્મમાં પણ જે દારૂણ પાપ કરચુંછે તેનું ફલ ॥ ૧૨૦ ॥ આ બ્રાહ્મણી ચાંડાલ જાતિમાં અવતરીને કેડામોર ભોગવશે. એથી વધારે વળી બીજું અંહીં કયું નરક છે? ॥ ૧૨૧ ॥ અનેક દુઃખોથી વારંવાર પીડાવું, નીચકુલમાં અવતરવું, દારિદ્રય, મોટોરોગ અને મુઢ પણું ॥ ૧૨૨ ॥ એઓમાંથી એક એક વાનું પણ નરક રૂપછે ત્યારે બધાં વાનાનું તો શુંજ કેહેવું. પૂર્વ જન્મમાં કરેલા ઘણાં પુણ્યથી આ બ્રાહ્મણીએ પરવશપણામાં શિવનામ લીધુંછે. ॥ ૧૨૩ ॥ તેના પ્રતાપથી બીજા જન્મમાં છેલીવારે એક ભારે પુણ્ય કરશે. પછી તે પુણ્યથી અનેક પાપના ફલમાંથી તારવાનો ॥ ૧૨૪ ॥ વિચાર કરી પ્રભુને જે યોગ્ય લાગે તે કરે. એ પ્રમાણે યમપુરીમાં યમ અને ચિત્રગુપ્ત વગેરે સઘળાઓએ ॥ ૧૨૫ ॥ આને સંભળાવી દીધું એટલે તે પૃથ્વીમાં ચાંડાલી અવતરી. આ દુષ્ટ સ્ત્રીએ ગફલતથી-

પણ શિવનું નામ લીધું હતું તે પુણ્યને લીધે એને ચાંડાલના અવતારમાં બીલીપત્રથી સદાશિવનું આરાધનરૂપ પુણ્ય પ્રાપ્ત થયું. ॥ ૧૨૬ ॥ શ્રી ગોકર્ણ ક્ષેત્રમાં શિવરાત્રિને ઉપવાસ અને જાગરણ કરી શિવલિંગ ઉપર બીલી ચડાવ્યાં. ॥ ૧૨૭ ॥ એ અજાણતાં થએલા પુણ્યના ફલને તમે જોશો એવી રીતે આ હમણાંજ ખરેખરૂં ભોગવશે. ॥ ૧૨૮ ॥ ગૌતમમુનિ રાજાએ કેહેછે કે—એપ્રમાણે કહી તે શિવદૂતોએ એ ચાંડાલીના જીવને ખેંચી લઇ દેવતાઈ તેજ સાથે જોડી દીધો. ॥ ૧૨૯ ॥ દેવતાઈ દેહવાળી અને તેજના ભપકાથી પ્રકાશિત થએલી તે ચાંડાલીને પ્રસન્ન થએલા શિવદૂતોએ વિમાનમાં બેસાડી. ॥ ૧૩૦ ॥ પછી અત્યંત સુંદર રૂપથી શોભનારી, દેવતાઈ તેજથી પ્રકાશ પામેલી અને દિવ્ય પુષ્પ જેણે કાનમાં પેહેર્યાં હતાં એવી તે ચાંડાલી વિમાનમાં બેસીને શોભવા લાગી. ॥ ૧૩૧ ॥ રાજાનું છત્ર, પતાકા વગેરે અને ગીત વાજંત્રના શબ્દોથી શિવદૂતોની વચમાં રાજી થતી સારા મોઢાવાળી તે સ્ત્રી ॥ ૧૩૨ ॥ પોતાના પૂર્વજ-ન્મોને વારંવાર સંભાળીને બીવા લાગી અને સ્વપ્ન જેવું તે આશ્ચર્ય જોઈને વિચાર કરવા લાગી કે ॥ ૧૩૩ ॥ હું કોણ છું ? આ મોટા સિદ્ધ લોકો કોણ છે ? આ સુંદર લોક કયો છે ? ચાંડાલના અવતારનું કષ્ટ તો જતું રહ્યું. ॥ ૧૩૪ ॥ અહો ! હજારો જન્મમાં હું વારંવાર ફરી, એ માયાના વિલાસથી થએલું મોટું આશ્ચર્ય દીઠું. ॥ ૧૩૫ ॥ અહો ! ઈશ્વરની પૂજાનું માહાત્મ્ય વિસ્મય પમાડનારૂં છે કે જે ઈશ્વર ફક્ત પાનડાંથી પ્રસન્ન થઈને પોતાનું પદ આપેછે. ॥ ૧૩૬ ॥ એ પ્રમાણે જેના મનમાં વૈરાગ્ય થએલછે અને સદાશિવના ચરણનું સ્મરણ કરેછે એવી તે સ્ત્રીને મહાદેવના પાર્ષદો વિમાનમાં બેસાડી ॥ ૧૩૭ ॥ સર્વે લોકો વિસ્મયથી જોયા કરેછે એવી રીતે પરમેશ્વર-ની પાસે તેડી ગયા. ॥ ૧૩૮ ॥ હે રાજા ! આ મોટા આશ્ચર્યરૂપ અને સર્વ પાપને મટાડે એવું સદાશિવની ભક્તિના લેશનું માહાત્મ્ય કહ્યું. ॥ ૧૪૦ ॥ રાજાએ પુછયું કે—હે મુનિ ! જો આપની મારા ઉપર

દયા હોય તો એ પરમેશ્વરનો ઉત્તમ લોક કેવો છે તેનું લક્ષણ કહો. ॥ ૧૪૧ ॥ ગૌતમ કેહેછે કે-બ્રહ્માદિક મોટા દેવતાઓના લોકોમાં પણ મળે નહીં એવો આનંદ પરમેશ્વરના લોકમાં છે. ॥ ૧૪૨ ॥ સર્વ તેજ કરતાં વધારે તેજ ત્યાં રહ્યુંછે. અને અંધારૂં ક્યાંઈ નથી. ॥ ૧૪૩ ॥ માયાને તરી જઈને ત્યાં ગએલા યોગીઓ ફરીવાર જન્મમરણ પામતા નથી, ॥ ૧૪૪ ॥ ત્યાં ક્રોધ લોભ અને મદ વગેરેનો વાસ નથી અને જન્મ વગેરે અવસ્થા નથી. ॥ ૧૪૫ ॥ સર્વ વેદોનું એ મુખ્ય ક્ષેત્ર કેહેવાય છે અને એથી વધારે બીજું કાંઈ નથી. ॥ ૧૪૬ ॥ જિતેંદ્રિય રેહેવું, આસન, ધ્યાન અને પ્રાણાયામ વગેરે યોગના માર્ગોથી ત્યાં પોંહોંચવાને યોગિઓ નિરંતર યત્ન કરેછે. ॥ ૧૪૭ ॥ ત્યાં સદાશિવ સદા આનંદ અને જ્ઞાનરૂપ એવા પાર્વતીજીની સાથે નિરંતર ક્રીડા કરેછે. ॥ ૧૪૮ ॥ અનેક જન્મોમાં કરેલા પુણ્યને લીધે પદવી પામેલા પુરૂષો અને સ્ત્રીઓ ત્યાં ભેળાં થઈને ક્રીડા કરેછે. ॥ ૧૪૯ ॥ સુંદર અને વિચાર ન પોંહોચે એવા તેજમાં લીન થએલા લોકો ત્યાં દિવસ રાત્રિ વગેરેના વિભાગને જાણતા નથી. ॥ ૧૫૦ ॥ એ પરમેશ્વરનો લોક કાચા યોગીને દુર્લભ છે, અને જેઓ સદાશિવની ભક્તિથી પરિપૂર્ણ હોય તેઓનેજ મળેછે. ॥ ૧૫૧ ॥ જે લોકો શિવકથાના શ્રવણથી આનંદ પામનારા, સર્વ પ્રાણિઓના મિત્ર, શાંતિમાંજ રેહેનારા અને સંસારનો મોહ મુકી દેનારા હોય તેઓજ સદાશિવના પદને પામી સુખમાં રમેછે. ॥ ૧૫૨ ॥ હે રાજા! તે પ્રમાણે તમેપણ ગોકર્ણ ક્ષેત્રમાં જઈ, પાપના ઢગલાને મટાડી કૃતાર્થ થાઓ, ॥ ૧૫૩ ॥ ત્યાં સર્વ કાલ નાહી, મહાબલેશ્વરની પૂજા કરી, શિવરાત્રિનો ઉપવાસ કરી, સાવધાનપણે ॥ ૧૫૪ ॥ રાત્રિનું જાગરણ કરી અને બિલીપત્રથી પૂજન કરી સર્વ પાપથી મુકાઈને શિવના લોકને પામશો. ॥ ૧૫૫ ॥ હે રાજા! આ નિર્મલ ઉપદેશ મેં તમને કરયો, તમારૂં કલ્યાણ થાઓ. હવે હું મિથિલાપુરીમાં જાઈશ. ॥ ૧૫૬ ॥

એપ્રમાણે પ્રીતિથી રજા લઈ ગૌતમ મુનિ મિથિલામાં ગયા અને જેનું મન પ્રસન્ન થયુંછે એવો તે રાજા ગોકર્ણક્ષેત્રમાં ગયો. ॥૧૫૭॥ ત્યાં રાજા મહાદેવના દર્શન કરી, નાહી અને મહાબલેશ્વરનું પૂજન કરી સર્વ પાપથી મુક્ત થઈને સદાશિવના પરમપદને પામ્યો. ॥૧૫૮॥ જે માણસ આ સુંદર સદાશિવની કથાને ભક્તિથી નિરંતર સાંભળે અથવા સંભળાવે તે પરમ ગતિને પામે. ॥ ૧૫૯ ॥ એ પ્રમાણે સર્વ કલ્યાણોનું મુખ્ય બીજ, સેંકડો જન્મના પાપને મટાડનાર, મોહરૂપી અંધકારનો નાશ કરનાર અને દેવતાઓએ ગાવાલાયક એવો શંકરના મોટો મહિમા કહ્યો તે સુખીઆ લોકોએ પણ નિરંતર સેવવા યોગ્ય છે. ॥ ૧૬૦ ॥ એ પ્રમાણે સ્કંધપુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો શિવચતુર્દશી માહાત્મ્ય એ નામનો ત્રીજો અધ્યાય પુરો થયો. છ છ છ છ છ છ

---

## ॥ अध्याय चोथो ॥

સૂત કહેછે કે-ફરીવાર પણ પરમ અદ્ભુત, સર્વ પાપને મટાડનાર અને સંસારના પાશથી છોડાવનાર, શિવનું મહાત્મ્ય કહુંછું. ॥ ૧ ॥ તરી શકાય નહી એવા પાપના સમુદ્રમાં ડુબતા પામર લોકોને શિવપૂજનવિના બીજું કોઈ વાહાણ નથી. ॥ ૨ ॥ બુદ્ધિમાન માણસે નિરંતર શિવપૂજન કરવું અને તે કરવાની શક્તિ ન હોય તો કોઈએ કરેલી પૂજાનું ભક્તિસહિત દર્શન કરવું. ॥ ૩ ॥ જે પુરૂષ શ્રદ્ધાવગર પણ શિવપૂજન કરે અથવા શિવપૂજનનું દર્શન કરે તે પણ પરમ પદને પામે. ॥ ૪ ॥ કિરાત દેશમાં વિમર્દન નામનો એક રાજા હતો. તે શૂરો, મહાતેજસ્વી, શત્રુઓને જીતનાર, પ્રતાપી, ॥ ૫ ॥ નિરંતર મૃગયા કરવામાં લાગેલો, કૃપણ, નિર્દય, બલવાન, સઘળાં માંસને ખાનાર અને સર્વ વર્ણોની સ્ત્રીઓને ભોગ-

વનાર હતો. ॥ ૬ ॥ તોપણ આળસ મુકીને સદા શિવપૂજન કરતો અને તેમાં શુકલ અને કૃષ્ણ પક્ષની ચઉદશને દિવસે તો વિશેષે કરી કરતો હતો. ॥ ૭ ॥ મોટા વૈભવવાળી પૂજા કરીને તે રાજી થતો હતો અને રાજી થાઈ નાચતો, સ્તુતિ કરતો અને ગાતો હતો. ॥ ૮ ॥ પૂજન કરનાર પણ સર્વભક્ષી અને દુરાચારી એવા એ રાજાની રાણી તેની રીતભાતથી કચવાવા લાગી. ॥ ૯ ॥ શીલ અને ગુણવાળી તે કુમુદ્વતી નામની રાણીએ રાજાને એકાંતમા મળીને પુછયું કે- ॥ ૧૦ ॥ હે રાજા! આ તમારી રીત મોટું આશ્ચર્ય ઉપજાવે છે, કેમકે તમારો મોટો દુરાચાર કયાં અને પરમેશ્વરની ભક્તિ કયાં!! ॥ ૧૧ ॥ તમે નિરંતર સર્વભક્ષિ, સર્વ સ્ત્રીઓને ભોગવનાર, સર્વ પ્રકારની હિંસા કરનાર ક્રૂરછો તે છતાં તમને ઈશ્વરમાં ભક્તિ કેમ છે? ॥ ૧૨ ॥ એ પ્રમાણે પુછતાં ત્રણ કાલને જાણનાર અને કોતકવાળા તે રાજાએ ઘણી વાર સુધી વિચારીને રાણીને ઉત્તર દીધો. ॥ ૧૩ ॥ રાજા બોલ્યો કે-હું આગલા જન્મમાં એક કુતરો હતો તે પંપાનગરમાં ચારેકોર ફરતો હતો. ॥ ૧૪ ॥ એમ ઘણા કાલ જતાં તેજ નગરમાં કોઈ દિવસે હું એક સુંદર શિવમંદિરમાં ગયો. ॥ ૧૫ ॥ ત્યાં બાહાર ઊભો રહી શિવરાત્રિની પૂજા થતી હતી તેને વિસ્મયથી જોવા લાગ્યો. ॥ ૧૬ ॥ તેટલીવારમાં મહાક્રોધ કરી ધોકા હાથમાં લઈ લોકો મારા ઉપર દોડતાં પ્રાણ બચાવવા સારૂ તે ઠેકાણેથી હું ભાગી ગયો. ॥ ૧૭ ॥ પછી એ શિવમંદિરને પ્રદક્ષિણા ફરી નૈવેદ્ય ખાવાના લોભથી પાછો બારણા ઉપર આવ્યો. ॥ ૧૮ ॥ એ પ્રમાણે વારંવાર પ્રદક્ષિણા ફરીને પાછો બારણામાં બેસતો જોઈ લોકોએ સજાવેલા બાણથી મને મારી નાખ્યો. ॥ ૧૯ ॥ શિવના દ્વારમાં શરીર પડતાં પાપ મટી ગયાં તેથી અને સદાશિવના દર્શનના પ્રતાપથી રાજાના કુલમાં અવતર્યો છું. ॥ ૨૦ ॥ ચઊદશની પૂજા જોયા પછી દીપમાળા જોઈ હતી, એ મોટા પુણ્યથી

ત્રણે કાલની વાત જાણું છું. ॥ ૨૧ ॥ પૂર્વજન્મની વાસનાને લીધે સર્વભક્ષી અને નિર્દય છું, કેમકે, વાસનારૂપ સ્વભાવ વિદ્વાનોથી પણ મુકાતો નથી. ॥ ૨૨ ॥ એટલા માટે હું ચઊદશને રોજ શિવપૂજન કરૂં છું તેમ હે રાણી! તું પણ શ્રદ્ધા રાખી શિવભક્તિ કર. ॥ ૨૩ ॥ રાણીએ પુછ્યું કે-ત્રણે કાલ જાણોછો ત્યારે મારા પૂર્વજન્મની વાત બરાબર રીતે કહો. રાજા બોલ્યો કે-તું પૂર્વજન્મમાં એક હોલી હતી. ॥ ૨૪ ॥ તને દૈવયોગે ક્યાંકથી માંસનો પિંડો મલ્યો હતો તે જોઈને કોઈ બલવાન અને ભયંકર ॥ ૨૫ ॥ ગરેજ પક્ષી તારા ઉપર વેગથી દોડ્યો. તેને જોઈ ત્રાસથી તું ભાગી ॥ ૨૬ ॥ અને તે તારેપછવાડે માંસનો પિંડો લઈ લેવા સારૂ દોડ્યો. ત્યાં તું સારા ભાગ્યે શ્રીશૈલપર્વતમાં આવી શિવમંદિરને ॥ ૨૭ ॥ પ્રદક્ષિણા કરી ધજાની અણી ઉપર બેઠી. તેટલીવારમાં એ તીખાં ચાંચવાળા પક્ષીએ આવી ॥ ૨૮ ॥ તને મારી નીચે નાખી દીધી અને પોતે માંસ લઈને ચાલ્યો ગયો. સદાશિવને પ્રદક્ષિણા કરવાથી ॥ ૨૯ ॥ અને તેમની આગળ મરવાથી તું અંહી રાણી થઈછો. રાણી બોલી કે-પૂર્વજન્મની સઘળી વાત મેં સાંભળી ॥ ૩૦ ॥ મારા મનમાં મોટું આશ્ચર્ય થયું અને ભક્તિ પણ ઉત્પન્ન થઈ. હે ત્રણેકાલને જાણનારા રાજા! હવે હું બીજું સાંભળવાને ઈચ્છુંછું કે ॥ ૩૧ ॥ આ શરીર છુટા પછી આપણે કેવા અવતાર પામશું? રાજા બોલ્યો—હવે પછીના બીજા અવતારમાં હું સિંધુદેશનો રાજા થાઈશ. ॥ ૩૨ ॥ અને તું સ્ટંજય દેશના રાજાને ઘેર અવતરી મારી રાણી થાઈશ. ત્રીજા જન્મમાં હું સોરઠ દેશનો રાજા થાઈશ. ॥ ૩૩ ॥ અને તું કલિંગ દેશના રાજાને ઘર અવતરી મારીજ રાણી થાઈશ. ચોથા જન્મમાં હું ગાંધાર દેશનો રાજા થાઈશ. ॥ ૩૪ ॥ અને તું મગધ દેશના રાજાની દીકરી થઈને મારીજ સ્ત્રી થાઈશ. પાંચમા જન્મમાં હું બીજા યુગમાં માલવાનો રાજા થાઈશ. ॥ ૩૫ ॥ અને તું દશાર્દ રા-

જાની દીકરી થઈને મારી સ્ત્રી થઈશ. પછી છઠ્ઠા અવતારમાં હું ઓખા દેશનો રાજા થાઈશ. ॥ ૩૬ ॥ અને તું યયાતિ રાજાના વંશમાં દીકરી અવતરીને મારી રાણી થાઈશ. સાતમા જન્મમાં હું પંડ્રુ દેશના રાજાનો કુંવર થાઈશ ॥ ૩૭ ॥ ત્યાં રૂપ, ઉદારતા અને ગુણ વગેરેમાં મારાજેવો બીજો કોઈ પણ નહીં હોય. સર્વ શાસ્ત્રોના અર્થને જાણનાર બલવાન, મજબૂત પરાક્રમવાળો, ॥ ૩૮ ॥ સઘળાં સારાં લક્ષણવાળો, સર્વને પ્રિય લાગે એવો અને સૂર્યસરખો કાંતિ-વાળો, પદ્મમિત્ર એવા નામથી પ્રખ્યાત થાઈશ. ॥ ૩૯ ॥ અને તું વિદર્ભ દેશના રાજાની દીકરી, રૂપમાં સરસ, વસુમતી એવા નામથી વિખ્યાત, સારાં અંગથી શોભનારી, ॥ ૪૦ ॥ અને સર્વ રાજકુ-મારોના મન તથા નેત્રને લલચાવનારી થાઈશ. તે હું સ્વયંવરમાં સગળા રાજકુમારોને મુકી ॥ ૪૧ ॥ દમયંતી જેમ નલરાજાને વરી હતી તેમ મનેજ વરીશ. હું, તુંને પરણી સગળા રાજાઓને જીતી લઈ ॥ ૪૨ ॥ પોતાના દેશમાં રહી ઘણાં વર્ષ સુધી ભોગ ભોગવીશ. અશ્વમેધ વગેરે અનેક યજ્ઞો કરી ॥ ૪૩ ॥ પિતૃ દેવતા તથા ઋષિઓને તૃપ્ત કરી, દાનથી બ્રાહ્મણોને પ્રસન્ન કરી, લોકોનું કલ્યાણ કરનાર સદાશિવ દેવનું પૂજન કરી ॥ ૪૪ ॥ અને રાજ્યનો બોજો પુત્રને સોંપી તપ કરવા વાસ્તે વનમાં જાઈશ. ત્યાં મહામુનિ અગસ્ત્ય પાસેથી બ્રહ્મજ્ઞાન પામી ॥ ૪૫ ॥ તારી સાથે શિવના પર-મપદમાં જાઈશ. એ પ્રમાણે પ્રત્યેક ચઊદશે શંકરનું પૂજન કરવાથી ॥ ૪૬ ॥ સાતજન્મમાં રાજાપણું આવશે. માત્ર પૂજાનાં દર્શન કર-વાથીજ આટલું પુણ્ય મળ્યું છે. ॥ ૪૬ ॥ નહીતર દુષ્ટ કુતરો ક્યાં અને આવી રૂડી ગતિ ક્યાં!! સૂત સૌનકને કેહેછે કે—પોતાના પતિની એ વાત સાંભળી તે સારાં લક્ષણવાળી રાણીએ ॥ ૪૮ ॥ પરમ વિસ્મય પામીને પ્રીતિથી તેની પૂજા કરી. અને તે રાજા પણ તે રાણીની સાથે મન ગમતા ભોગ ભોગવી ॥ ૪૯ ॥ સાત જન્મને છેડે સદાશિવના પરમપદને પામ્યો. આ શિવપૂજનના પરમ

મહાત્મનું જે શ્રવણ કરે તેનું કલ્યાણ થાય. ॥ ૫૦ ॥ એ રીતે સ્કંદ પુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો चतुर्दशी माहात्म्य એવા નામનો ચોથો અધ્યાય પુરો થયો. છ. છ. છ. છ.

---

## ॥ अध्याय पांचमो ॥

સૂત કેહેછે કે-શિવ ગુરૂછે, શિવ દેવછે, શિવ પ્રાણિઓના બંધુછે, શિવ આત્મા છે અને જીવપણ શિવછે, શિવ વિના બીજું કાંઈ નથી. ॥ ૧ ॥ શિવને વાસ્તે જે કાંઈ દાન, જપ કે હોમ કરેલ હોય તેનું ફુલ અક્ષય થાય એમ સર્વ શાસ્ત્રોનો નિશ્ચય છે. ॥ ૨ ॥ પાંનડું, ફુલ ફલ કે જલ થોડામાં થોડું પણ ભક્તિથી સદાશિવ જેણે ચડાવ્યું હોય તે અક્ષયં થાયછે. ॥ ૩ ॥ શાસ્ત્રોમાં નિશ્ચય કરેલા સર્વ ધર્મોને મુકી દઈને જે એક શિવની ભક્તિ કરે તે સર્વ બંધનથી મુકાય છે. ॥ ૪ ॥ પોતાના પુત્ર, સ્ત્રી કે ધન ઉપર જેવી પ્રીતિ રેહેછે તેવી પ્રીતિ શિવપૂજનમાં રાખી હોય તો તે રક્ષા કરે એમાં શું આશ્ચર્ય છે? ॥ ૫ ॥ એટલા માટે કેટલાએક મહાત્માઓ સઘળાં સુખોને અને અત્યંત પ્યારા દેહને પણ શિવ પૂજનને વાસ્તે તજી દે છે. ॥ ૬ ॥ તેજ જીભ કે જે શિવની સ્તુતિ, કરે, તેજ મન કે જે શિવનું ધ્યાન કરે, તેજ કાન કે જે તેની કથામાં લાગ્યા રહે, તેજ હાથ કે જે તેમનું પૂજન કરે, ॥ ૭ ॥ તેજ નેત્ર કે જે પૂજાનાં દર્શન કરે, તેજ માથું કે જે શિવને નમે. તેજ પગ કે જે ભક્તિથી નિરંતર શિવના ક્ષેત્રમાં ફરે, ॥ ૮ ॥ જેનાં સઘળાં ઇંદ્રિયો શિવના કામમાંજ તત્પર રહે તે માણસ સંસારને તરે છે અને ભોગ તથા મોક્ષને પામે છે. ॥ ૯ ॥ ચાંડાલ, પુલ્કસ, સ્ત્રી, પુરૂષ કે નપુંસક એમાંથી ગમે તે હોય તો પણ જે માણસ શિવની ભક્તિ કરે તે સંસારમાંથી છુટેછે. ॥ ૧૦ ॥ જે માણસ જરાક પણ શિવભક્ત હોય તે સર્વ મનુષ્યોએ નમવા યોગ્ય છે, તેમાં કુલ, આચાર, શીલ કે ગુણનું કાંઈ પ્રયોજન

નથી. ॥ ૧૧ ॥ ઉજ્જૈનમાં જાણે મનુષ્ય રૂપે બીજો ઈંદ્રજ અવતર્યો હોય એવો ચંદ્રસેન નામનો રાજા હતો. ॥ ૧૨ ॥ એ રાજા એ નગરીમાં રહેતા મહાકાલેશ્વરની ભક્તિથી પૂજા કરતો હતો. ॥ ૧૩ ॥ તે રાજાનો અકલ્યાણને મટાડનાર, સર્વ લોકો જેને નમેછે એવો અને શિવના પાર્ષદોમાં મુખ્ય મણિભદ્ર નામનો સખા હતો. ॥ ૧૪ ॥ તેથી એક દીવસ પ્રસન્ન થઈને તેણે એ રાજાને દિવ્ય ચિંતામણિ ( પારસમણિ ) આપ્યો હતો. ॥ ૧૫ ॥ કૌસ્તુભ[1] જેવા અને સૂર્યની પેઠે શોભનારા એ મણિનું કોઈ દર્શન કરે, શ્રવણ કરે કે ધ્યાન કરે તેનું એ મણિ કલ્યાણ કરેછે. ॥ ૧૬ ॥ કાંસું, ત્રાંબું, લોઢું, સીસું કે બીજું કાંઈ પાણા વગેરે હોય, તેને પણ એ મણિની કાંતિ જરાક અડે તો તુરત સોનું થઈ જાયછે. ॥ ૧૭ ॥ એ ચિંતામણિને ગળે બાંધી રાજા સિંહાસનપર બેસતો ત્યારે દેવતાઓમાં જેમ સૂર્ય શોભે તેમ શોભતો હતો. ॥ ૧૮ ॥ એ રાજા નિરંતર ગળામાં મણિ રાખેછે એ વાત સાંભળી સર્વે રાજાઓને એ મણિની લાલચ થઈ અને મનમાં અસહનતા થઈ. ॥ ૧૯ ॥ એ મણિ, દેવપાસેથી મળેલ છે, એમ નહીં જાણતા અને નહીં ખમી શકતા રાજાઓમાં કેટલાએકે તો એ મણિને સ્નેહથી માગ્યો અને કેટલાએક અભિમાનીઓએ કુડથી માગ્યો. ॥ ૨૦ ॥ સર્વ રાજાઓનું માગવું ચંદ્રસેને જ્યારે વ્યર્થ કર્યું ત્યારે સર્વ દેશના રાજાઓ યુદ્ધની તૈયારી કરવા લાગ્યા. ॥ ૨૧ ॥ સોરઠ, કેકય, શાલ્વ, કલિંગ, શક, ભદ્ર, પાંચાલ, માલવા, સૌવીર, મગધ, મત્સ્ય, એ દેશોના ॥ ૨૨ ॥ અને બીજા દેશોના પણ રાજાઓએ ઘોડા રથ હાથીઓને તૈયાર કરી પરાક્રમથી ચંદ્રસેનને યુદ્ધમાં જીતી લેવાનો ઉદ્યમ કર્યો. ॥ ૨૩ ॥ ક્રોધ પામેલા, ધરતીને કંપાવતા અને ઘણી સેનાવાળા એ રાજાઓએ ઉજ્જૈનના ચારે દરવાજા રોકી દીધા. ॥ ૨૪ ॥ એ છેલા રાજાઓએ પોતાની નગરીને ઘેરેલી જોઈ ચંદ્રસેન રાજા તેજ મહાકાલેશ્વરને શરણે ગયો. ॥ ૨૫ ॥

---

૧ શ્રીકૃષ્ણ ભગવાન જે મણિને પેહેરે છે તેનું નામ કૌસ્તુભ છે.

એ સમયમાં તેજ શેહેરની રેહેવાશી, વિધવા, વૃદ્ધ અને જેને દીકરો એકુજ હતો એવી કોઈ ગોવાળણ ત્યાંજ હતી. ॥ ૨૬ ॥ તેણે પોતાના પાંચ વર્ષના પુત્રને તેડીને રાજાએ કરેલી સદાશિવની મહા-પૂજાનાં દર્શન કરયાં. ॥ ૨૭ ॥ આશ્ચર્ય પમાડે એવો શિવપૂજનનો સઘળો ઠાઠ માઠ જોઈ પગે લાગી પાછી તે પોતાને ઘેર આવી. ॥ ૨૮ ॥ એ સઘળું જોઈને એ ગોવાળણનો દીકરો પણ વૈરાગ્ય આપે એવું શિવ પૂજન કોતકથી કરવા લાગ્યો. ॥ ૨૯ ॥ પોતાના ઊજડ ઠેકાણામાં એક સુંદર પાણો લાવી પોતાના સ્થાનકથી જરાક છેટે શિવલિંગ માંડી દીધું. ॥ ૩૦ ॥ જે જે સારી ચીજો પોતાના હાથથી મળી શકે તે લાવી તે લિંગને નવરાવીને ભક્તિથી પૂજવા લાગ્યો. ॥ ૩૧ ॥ બનાવટના પદાર્થોથી ચંદન, અલંકાર, વસ્ત્ર, ધૂપ, દીપ અને અક્ષત વગેરે કરીને નૈવેદ્ય પણ ધરતો હતો. ॥ ૩૨ ॥ વારંવાર સારાં પાંનડાં અને ફુલોથી પૂજન કરી, અનેક પ્રકારનો નાચ કરી વારે ઘડીએ પ્રણામ કરતો હતો. ॥ ૩૩ ॥ એ પ્રમાણે એક ચિત્તથી શિવપૂજનમાં લાગેલા દીકરાને તે ગોવાળણે જમવાને ઘણીવાર બોલાવ્યો ॥ ૩૪ ॥ તો પણ જેનું ચિત્ત પૂજામાં લાગેલું હતું એવો એ બાલક જમવા ગયો નહીં ત્યારે તેની મા પોતે તેની પાસે ગઈ. ॥ ૩૫ ॥ તેણે એ બાલકને શિવલિંગની પાસે આંખો વીંચી બેઠેલો જોઈ હાથ એચીને રીસથી મારયો. ॥ ૩૬ ॥ તોપણ એ દીકરો જ્યારે ગયો નહી ત્યારે તેની માએ શિવલિંગને આઘું નાખી દઈ પૂજા વીંખી નાખી. ॥ ૩૭ ॥ પછી હાય હાય એમ રોતા તે દીકરાને ત્યાં છોડી ક્રોધવાળી તેની મા પાછી પોતાના ઘરમાં ગઈ. ॥ ૩૮ ॥ માએ સદાશિવની પૂજાનો નાશ કરી નાખ્યો જોઈ એ બાલક હે દેવ હે દેવ ! એમ બરકવા લાગ્યો અને પડી ગયો. ॥ ૩૯ ॥ આંસુની ધારાથી નાહી રહ્યો અને તુરત મૂર્છા આવી ગઈ. બે ઘડી વારે સૂધ આવી ત્યારે આંખો ઉઘાડી. ॥ ૪૦ ॥ તેટલી વારમાં એ સ્થાનક મણિના થાંબલાથી શોભાયમાન, સોનાનાં બાર, કમાડ

અને તોરણવાળું અને અમૂલ્ય નીલમણિ અને નિર્મલ હીરાથી બનેલી જગ્યાવાળું શિવાલય થઈ રહ્યું. ॥ ૪૧ ॥ એ બાલકે અનેક અને વિચિત્ર સોનાના કલશોથી પ્રકાશેલા સ્ફટીકમણિના મેહેલોથી શોભાયમાન તે શિવપુર અને ઉત્તમ જલાધારીની અંદર રત્ન સહિત શિવલિંગ એ બન્ને દીઠાં. ॥ ૪૨ ॥ એ જોઈ, તરત ઉઠી, બીનેલો અને વિસ્મય પામેલો તે બાલક સંતોષથી જાણે મોટા આનંદરૂપી સમુદ્રમાં ડુબ્યો હોય એવો થઈ ગયો. ॥ ૪૩ ॥ એ સઘળું શિવપૂજનથી થએલું જાણી પોતાની માના પાપની શાંતિને વાસ્તે એ શિવલિંગને લાંબો થઈને પગે લાગ્યો. ॥ ૪૪ ॥ હે ઉમાપતિ! મારી માના અપરાધની ક્ષમા કરજો. મૂઢ અને તમને નહીં જાનણારી મારી માને પ્રસન્ન થાજો. ॥ ૪૫ ॥ હે શિવ! તમારી ભક્તિથી થએલું જો કાંઈ મારૂં પુણ્ય હોય તો તેથી મારી માઉપર આપની કરૂણા થજો. ॥ ૪૬ ॥ એવી રીતે ક્ષમા માગી, વારંવાર નમસ્કાર કરી સૂર્ય આથમવાનો સમય થયો ત્યારે એ બાલક શિવમંદિરમાંથી નીકળ્યો. ॥ ૪૭ ॥ બાહાર આવી જોય ત્યાં પોતાનું ઘર સ્વર્ગ જેવું, તરત સોનાનું બની ગએલ અને વિચિત્ર વૈભવથી શોભાયમાન દીઠું. ॥ ૪૮ ॥ અનેક મણિથી જડેલ અને સુવર્ણના સમૂહથી સુશોભિત એવા તે ઘરની અંદર સાંજે રાજી થતો થતો પેઠો ત્યાં ॥ ૪૯ ॥ પોતાની માને પોતાનું સ્મરણ કરતી, નિર્ભય, અમૂલ્ય રત્નના પલંગમાં ઉજળી શય્યા ઉપર સુતેલી, ॥ ૫૦ ॥ રત્નના ઘરેણાં તથા દેવતાઈ વસ્ત્રથી શોભતી અને જાણે સાક્ષાત્ દેવાંગના હોય એવી દીઠી. ॥ ૫૧ ॥ તેને, સંભ્રમથી પ્રફુલ્લિત નેત્રવાળો તે બાલક ઉઠાડવા લાગ્યો કે હે મા! ઉઠ, આ મોટું અદ્ભુત જો. ॥ ૫૨ ॥ એ પ્રમાણે દીકરાએ જગાડેલી તે ગોવાળણ સંભ્રમથી ઉઠીને જોય ત્યાં ॥ ૫૩ ॥ પોતાનું શરીર, એ બાલક, અને તે ઘર જાણે નવાંજ થઈ ગયાં જોઈ એવાં દેખી સુખથી વિહ્વલ થઈ ગઈ. ॥ ૫૪ ॥ દીકરાના મોઢાથી શંકર પ્રસન્ન થયાની વાત સાંભળી તેવાત, ગોવાળણે રાજા કેજે નિરંતર

શિવનુંજ ભજન કરેછે તેની પાસે જઈને કહી ॥ ૫૫ ॥ પોતાનો નિયમ પુરો કરી રાજા શતેજ ત્યાં આવી ગોવાળણનું ઘર માણિકથી શોભતું ॥ ૫૬ ॥ જોઈ કારભારી અને ગોરસહિત બે ઘડીવાર તો વિસ્મયમાં પડ્યો અને પરમ આનંદમાં ડૂબી ગયો. ॥ ૫૭ ॥ પ્રેમથી આંસું આવ્યાં અને તેણે તે બાલકનું આલિંગન કર્યું. એવીરીતે સદાશિવના અત્યંત અદ્ભુત માહાત્મ્યની વાત ફેલાવાથી ॥ ૫૮ ॥ અને સંભ્રમથી લોકોને તે રાત એક ક્ષણ જેવી વીતી ગઈ. પછી સવારમાં યુદ્ધ કરવા વાસ્તે ગામને ઘેરી ઊભેલા રાજાઓ પણ ॥૫૯॥ પોતાનાં છાનાં માણસો પાસેથી એ મોટી અદ્ભુત વાત સાંભળીને ભય પામી વેર અને હથિઆર મુકી દઈ ॥ ૬૦ ॥ ચંદ્રસેનની રજાથી નગરીમાં આવ્યા. ત્યાં આવી મહાકાલેશ્વરને પ્રણામ કરી ॥ ૬૧ ॥ ગોવાળણને ઘેર આવ્યા અને ત્યાં ચંદ્રસેન રાજાએ સામો જઈને તેઓનો સત્કાર કર્યો. ॥ ૬૨ ॥ એ રાજાઓ અમૂલ્ય આસનોપર બેસી વિસ્મય પામી પ્રીતિથી વખાણ કરવા લાગ્યા અને ગોવાળણના છોકરાઉપર કૃપાથી પ્રકટ થએલું તે શિવાલય ॥ ૬૩ ॥ અને મોટું શિવલિંગ જોઈને સદાશિવને વિષે ભક્તિવાળા થયા. એ ગોવાળના છોકરાઉપર રાજી થઈને સર્વ રાજાઓએ ॥૬૪॥ તેને વસ્ત્ર, સુવર્ણ, રત્ન, ગાઈ ભેંસ વગેરે ધન, હાથી ઘોડા, સુવર્ણના રથ, છત્ર, વાહન, સરસામાન ॥ ૬૫ ॥ અને અનેક દાસી તથા દાસો શિવની કૃપા મેળવવાને વાસ્તે આપ્યા. સર્વે દેશોમાં જે જે ગોવાળીઆઓ રેહેછે ॥ ૬૬ ॥ તેઓનો તેનેજ રાજા ઠરાવ્યો. એ સમયમાંજ સર્વે દેવતાઓએ પૂજેલા, ॥ ૬૭ ॥ તેજસ્વી, વાનરોના રાજા હનુમાનજી ત્યાં પ્રકટ થયા તેમના આવવાથી જેઓને સંભ્રમ થયોછે એવા રાજાઓએ ॥ ૬૮ ॥ ઊભા થઈને ભક્તિ પૂર્વક તેમને નમસ્કાર કર્યા. તેઓના મધ્યમાં બેઠેલા અને પૂજેલા હનુમાનજી ॥ ૬૯ ॥ ગોવાળના પુત્રનું આલિંગન કરી અને રાજાઓ સામું જોઈ બોલ્યા કે હે રાજાઓ અને સર્વે લોકો! મારી વાત સાંભળો.

॥ ૭૦ ॥ શિવની પૂજાવિના મનુષ્યોને બીજી ગતિ નથી. આ ગોવાળનો દીકરો શનિવારે પ્રદોષ સમયમાં ॥ ૭૧ ॥ મંત્ર વગર પણ શિવપૂજન કરવાથી કલ્યાણ પામ્યો !! શનિવાર અને પ્રદોષ સર્વ પ્રાણિઓને દુર્લભ છે ॥ ૭૨ ॥ તેમાં પણ કૃષ્ણપક્ષનો વધારે દુર્લભ છે. આ ગોવાળનો દીકરો લોકમાં અત્યંત પવિત્ર અને ગોવાળોની કીર્ત્તિને વધારનાર થયો. ॥ ૭૩ ॥ આના વંશમાં આઠમી પેહેડીએ નંદ નામનો મહાયશસ્વી ગોવાળ થાશે. તેને ઘેર સાક્ષાત્ નારાયણ કૃષ્ણ, પુત્રરૂપ થાશે. ॥ ૭૪ ॥ આજથી માંડી આ લોકમાં આ ગોવાળનો દીકરો શ્રીકર એવા નામથી મોટી પ્રખ્યાતિ પામશે, ॥ ૭૫ ॥ સૂત કેહેછે કે-એ પ્રમાણે બોલી અને ગોવાલના દીકરાને શિવધર્મનો ઉપદેશ કરી હનુમાનજી ત્યાંજ અંતર્ધાન થઈ ગયા. ॥ ૭૬ ॥ પછી રાજી થએલા અને સત્કાર પામેલા સઘળા રાજાઓ ચંદ્રશેનની રજા લઈ જેમ આવ્યા હતા તેમજ પાછા ગયા. ॥ ૭૭ ॥ હનુમાનજીએ ઉપદેશ કરેલો માહાત્મા શ્રીકર પણ ધર્મજાણનાર બ્રાહ્મણોને સાથે રાખી શિવપૂજન કરવા લાગ્યો. ॥ ૭૮ ॥ કાલ જતાં શ્રીકર અને તે ચંદ્રસેન રાજા ભક્તિપૂર્વક શંકરનું આરાધન કરી પરમપદ પામી ગયા ॥ ૭૯ ॥ રહસ્ય, પરમ પવિત્ર, યશ પુણ્ય અને મોટી સમૃદ્ધિને વધારનાર, પાપના સમૂહને મટાડનાર, અને સદાશિવના ચરણારવિંદની ભક્તિને વધારનાર એવું આ આખ્યાન કહ્યું. ॥ ૮૦ ॥ એવી રીતે સ્કંદપુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો પાંચમો અધ્યાય પુરો થયો. છ છ

---

## ॥ अध्याय छठो ॥

શૌનકાદિક ઋષિઓ બોલ્યા કે-શંકરનું માહાત્મ્ય જેમાં આવેછે એવું, સર્વ પાપને હરનાર, ઉત્તમ અને અદ્‌ભુત મોટું આખ્યાન તમે કહ્યું. ॥ ૧ ॥ ફરીવાર પણ સાવધાનપણાથી તેજ સાંભળવાને

ઈચ્છીએ છીએ. પ્રદોષકાલમાં મહાત્માઓએ પૂજેલા સદાશિવ ॥ ૨ ॥ કઈ સિદ્ધિ આપેછે એ અમને કહો. વારંવાર સાંભળતાં છતાં પણ તેમાં તૃષ્ણા વધતી આવેછે. ॥ ૩ ॥ સૂત બોલ્યા કે– હે મહાવિદ્વાનો! તમે ઠીક પુછ્યું. હવે હું શિવપૂજનના મોટા ફલ વિષે કહુંછું. ॥ ૪ ॥ તેરસના દિવસના સાયંકાલનું પ્રદોષ એવું નામછે. ફલને ઈચ્છનારાઓએ તે સમયમાં શિવની પૂજા કરવી, બીજાની નહીં. ॥ ૫ ॥ પ્રદોષપૂજનનું મહાત્મ્ય કેહેવાને કોઈ સમર્થ નથી કે જે પ્રદોષમાં સર્વે દેવતાઓ શિવના સમીપમાં ઊભા રેહેછે. ॥ ૬ ॥ પ્રદોષસમયમાં સદાશિવ રૂપાના કૈલાસપર્વતમાં નાચ કરેછે અને દેવતાઓ તેમના ગુણોની સ્તુતિ કરેછે. ॥ ૭ ॥ ધર્મ, અર્થ, કામ અને મોક્ષને ઈચ્છનારા મનુષ્યોએ તે સમયમાં પૂજા, જપ, હોમ, તેમની કથા અને તેમની સ્તુતિ અવશ્ય કરવી જોઈએ. ॥ ૮ ॥ દારિદ્રયરૂપી તિમિરથી અંધ થએલા, સંસારથી બીતા અને સંસારરૂપી સમુદ્રમાં ડુબેલા મનુષ્યોને એ સદાશિવ પાર દેખાડનાર છે. ॥ ૯ ॥ દુઃખ શોક અને ભયથી પીડાએલા અને દુઃખના નાશને ઈચ્છતા મનુષ્યોને પ્રદોષકાલમાં શિવપૂજન કલ્યાણ આપનાર છે. ॥ ૧૦ ॥ દુર્બુદ્ધિ, નીચ, મંદભાગ્ય અને કૂડીઓ માણસ પણ પ્રદોષકાલમાં શિવપૂજન કરવાથી કષ્ટરહિત થાયછે. ॥ ૧૧ ॥ શત્રુઓ મારતા હોય, સર્પો કરડતા હોય, પર્વતો કચરી નાખતા હોય, સમુદ્ર ડૂબાડી દેતો હોય, ॥ ૧૨ ॥ કાલદંડ ફેકાઈ ચુકો હોય અને અનેક રોગની પીડા થઈ હોય તોપણ પ્રદોષમાં શિવપૂજન કરનાર મનુષ્યને કશી હરકત થતી નથી. ॥ ૧૩ ॥ શિવપૂજન કરવાથી દારિદ્રય, મરણ, દુઃખ અને પર્વત જેવો કરજનો બોજો તરત મટી જઈને સંપત્તિ પ્રાપ્ત થાયછે. ॥ ૧૪ ॥ આ વિષયમાં મહાપવિત્ર જુનો ઈતિહાસ કહુંછું કે જે સાંભળવાથી મનુષ્યો કૃતાર્થપણું પામેછે. ॥ ૧૫ ॥ વિદર્ભદેશમાં સર્વ ધર્મમાં પ્રીતિ રાખનાર, ધીર, સારા સ્વભાવનો અને સાચી પ્રતિજ્ઞાવાળો સત્યરથ નામનો રાજા હતો.

॥ ૧૬ ॥ ધર્મથી અને સુખથી પૃથ્વીનું રક્ષણ કરતાં તેને ઘણો કાલ વીતી ગયો. ॥ ૧૭ ॥ પછી તે રાજાના દુર્મર્ષણ વગેરે બલવાન શાલ્વદેશના રાજાઓ શત્રુ થયા. ॥ ૧૮ ॥ કોઈ દિવસે જીતવાની ઈચ્છાથી એ શત્રુઓએ ઘણું સૈન્ય એકઠું કરી સત્યરથની નગરીને ઘેરી લીધી. ॥ ૧૯ ॥ પોતાની નગરીને ઘેરાતી જોઈ સત્યરથ રાજા મોટું સૈન્ય લઈ તુરત યુદ્ધ કરવા નીકળ્યો. ॥ ૨૦ ॥ પાતાલમાં નાગના રાજાને મદોન્મત્ત ગંધર્વો સાથે જેવું યુદ્ધ થયું હતું તેવું યુદ્ધ એ રાજાને બલવાન શત્રુઓ સાથે થયું. ॥ ૨૧ ॥ સત્યરથ રાજાએ દારૂણ યુદ્ધ કરયું, શત્રુઓનું સૈન્ય ઘણું કપાઈ ગયું તોપણ છેલીવારે તે લડાઈમાં મરાયો. ॥ ૨૨ ॥ એ મહારથી રાજા મરણ પામતાં યુદ્ધમાંથી બચેલા બાકીના યોદ્ધાઓ મંત્રિઓની સાથે ભાગી ગયા. ॥ ૨૩ ॥ લડાઈ બંધ પડી, શત્રુઓના મંત્રિઓ ગાજવા લાગ્યા, નગરી લુટાતાં મોટો સોરબકોર થઈ રહ્યો. ॥ ૨૪ ॥ તે સમયમાં ઘણા શોકથી પીડાએલી સત્યરથ રાજાની એક સ્ત્રી તજ-વીજથી બાહાર નીકળી ગઈ. ॥ ૨૫ ॥ ગર્ભવતી, શોકથી તપેલી, અને રાતની નીકળેલી તે રાણી આથમણી દિશામાં ચાલી. ॥ ૨૬ ॥ સવારમાં ઘણો રસ્તો કાપી જતાં એક સુંદર તળાવ તેના જોવામાં આવ્યું. ॥ ૨૭ ॥ ઘણા તાપથી તપી ગએલી તે રાણી ત્યાં આવીને તળાવને કાંઠે એક સુંદર છાંયાવાળા ઝાડની નીચે બેઠી. ॥ ૨૮ ॥ ત્યાં દૈવગતિથી એ નિર્જન સ્થાનમાં તેણે સારા મુહૂર્ત્તમાં પુત્ર જણ્યો. ॥ ૨૯ ॥ પછી તરસથી પીડાએલી તે રાણી પાણી પીવા તળાવમાં ઊતરી ત્યાં એક મોટો ઝૂડ તેને તાણી ગયો. ॥ ૩૦ ॥ માબાપ વગરનો, અનાથ અને ભૂખતરસથી પીડાએલો તે તુરતનો જન્મેલો બાલક ઊંચે સાદે રોવા લાગતાં ॥ ૩૧ ॥ સારા ભાગ્યે કોઈ બ્રાહ્મ-ણની ઉત્તમ સ્ત્રી ત્યાં આવી નીકળી. ॥ ૩૨ ॥ જેણે એક વર્ષનો પોતાનો છોકરો તેડ્યો હતો એવી, નિર્ધન, વિધવા, ઘેર ઘેર માગતી ફરતી, ॥ ૩૩ ॥ અનાથ અને માગતાં માગતાં તે ઠેકાણે આવેલી

એ ઉમા નામની અનાથ બ્રાહ્મણીએ તે રાજકુમારને દીઠો. ॥ ૩૪ ॥ જાણે આકાશમાંથી ખરી પડેલો સૂર્ય હોય તેવા તેજસ્વી એ અનાથ બાલકને રોતો જોઈ બ્રાહ્મણી વિચાર કરવા લાગી કે- ॥ ૩૫ ॥ આ આશ્ચર્ય મારા જોવામાં આવ્યું. જેની નાલ કપાઈ નથી એવો આ બાલક છે તે છતાં એની મા ક્યાં ગઈ હશે, ॥ ૩૬ ॥ બાપ નથી તેમ બીજો પણ કોઈ બંધુ નથી. આ અનાથ કંગાલ બાલક, ફક્ત ધરતી ઉપર પડયોછે. ॥ ૩૭ ॥ આ ચંડાલનો, શૂદ્રનો, વૈશ્યનો, બ્રાહ્મણનો કે રાજાનો દીકરો હોય એ કેમ ખબર પડે, ॥ ૩૮ ॥ આ બાલકને લઈને મારા પોતાના પુત્રની પેઠે ઊછેરૂં પરંતુ આના કુલની ખબર નથી માટે અડાય કેમ, ॥ ૩૯ ॥ એવી રીતે તે વિચાર કરતી હતી ત્યાં સાક્ષાત્ સદાશિવે ભિક્ષુકના રૂપથી આવીને તેને કહ્યું કે તું મુંઝામાં. ॥ ૪૦ ॥ હૃદયમાંથી સંશય કાહાડી નાખીને આનું પોષણ કર. આ બાલકને લીધે થોડા દિવસમાં તારૂં કલ્યાણ થશે. ॥ ૪૧ ॥ એટલું બોલીને તે ભિક્ષુક જતો રેહેતાં વિશ્વાસવાળી તે બ્રાહ્મણી ॥ ૪૨ ॥ એ બાલકને લઈને પોતાને ઘેર જઈ ભિક્ષુકના વચનના વિશ્વાસ ઉપરથી એ રાજકુમા- રને ॥ ૪૩ ॥ પોતાના દીકરા પ્રમાણેજ દયાથી ઊછેરવા લાગી. એ ચક્ર નામના સુંદર ગામમાં રેહેતી હતી. ॥ ૪૪ ॥ ત્યાં ભીખ માગી માગીને તેણે પોતાના દીકરાને અને રાજકુમારને ઊછેરી મોટા કરયા. એ બન્ને જણને ॥ ૪૫ ॥ બ્રાહ્મણોએ સંસ્કાર કરયા, મોટા થયા, જનોઈ દેવાણું, નિયમ પાળવા લાગ્યા ॥ ૪૬ ॥ અને માની સાથે રોજ રોજ ભિક્ષા માગવા સારૂ ફરતા હતા. કોઈ દિવસે એ બે બાલકોની સાથે એ બ્રાહ્મણી ॥ ૪૭ ॥ ભીખ માગતી મા- ગતી દૈવયોગથી શિવમંદિરમાં ચાલી ગઈ. ત્યાં ઘણા વૃદ્ધ મુનિઓ બેઠા હતા, ॥ ૪૮ ॥ તેમાંથી શાંડિલ્ય નામના મુનિ એ બાલકોને જોઈને બોલ્યા કે અહો દૈવનું બલ વિચિત્ર છે અને કરેલું કર્મ ટળતું નથી. ॥ ૪૯ ॥ આ બાલક બીજી માના આશરાતળે ભીખેલા

અન્નથી જીવેછે. આજ બ્રાહ્મણીને પોતાની મા માનીને ॥ ૫૦ ॥ બ્રાહ્મણના છોકરા સાથે બ્રાહ્મણ બની ગયોછે. એવી રીતે શાંડિલ્ય મુનિનું બોલવું સાંભળી તે બ્રાહ્મણીએ ॥ ૫૧ ॥ વિસ્મય પામી પ્રણામ કરી સભાની વચમાં પુછ્યું કે-હે મહારાજ! ભિક્ષુકના કેહેવાથી આ બાલકને હું ઘેર લાવી છું. ॥ ૫૨ ॥ કુલની ખબર પડી નથી તોપણ આજ દિવસ સુધી પુત્રની પેઠે પોષણ કરૂં છું. આ બાલક કયા કુલમાં જન્મ્યો છે? એનાં મા અને બાપ કોણ છે? ॥ ૫૩ ॥ એ સઘળું આપની પાસેથી જાણવાને ઈચ્છું છું. ॥ ૫૪ ॥ એ પ્રમાણે તે બ્રાહ્મણીએ પુછતાં મુનિએ જ્ઞાનદૃષ્ટિથી જોઈને આ બાલક ॥ ૫૫ ॥ વિદર્ભદેશના રાજાનો પુત્રછે, એનો પિતા યુદ્ધમાં મરણ પામ્યોછે અને એની માને ઝૂડ તાણી ગયોછે, એ પ્રમાણે સઘળી વાત કહી દેખાડી. ॥ ૫૬ ॥ તે બ્રાહ્મણીએ વિસ્મય પામીને વળી પુછ્યું કે એ રાજા સર્વ વૈભવનો ત્યાગ કરી યુદ્ધમાં કેમ મુવો, ॥ ૫૭ ॥ આ બાલકને દારિદ્રય કેમ આવ્યું, આ પાછો દારિદ્રયમાંથી છુટીને રાજ્ય કેમ પામે ॥ ૫૮ ॥ એ સઘળું કહો અને આ મારો પુત્ર ભીખેલા અન્નથી જીવેછે તેનું દારિદ્રય શી રીતે મટે એ પણ આપ ઉપદેશ કરો. ॥ ૫૯ ॥ શાંડિલ્ય મુનિ બોલ્યા કે આ બાલકનો બાપ વિદર્ભદેશનો રાજા પૂર્વજન્મમાં પંડ્રદેશના રાજાઓમાં શ્રેષ્ઠ હતો. ॥ ૬૦ ॥ સર્વ ધર્મને જાણનાર અને સઘળી પૃથ્વીને પાળનાર એ રાજા કોઈ દિવસે પ્રદોષકાલમાં શિવપૂજન કરતો હતો. ॥ ૬૧ ॥ ત્યાં સઘળા ગામમાં ઊઠેલો મોટો કોલાહલ ॥ ૬૨ ॥ સાંભળી શિવપૂજન મુકી દઈ શેહેરમાં ગડબડ ઊઠવાની શંકાથી રાજમેહેલમાંથી બાહાર નીકળ્યો. ॥ ૬૩ ॥ તેટલામાંજ તેના મહાબલવાન કારભારીએ ખંડીઓ રાજા જે શત્રુ થયો હતો તેને પકડીને હાજર કર્યો. ॥ ૬૪ ॥ એટલે રાજાએ ક્રોધ કરી તેનું માથું કપાવી નાખ્યું. ॥ ૬૫ ॥ પછી પોતે પોતાનો નિયમ પુરો થયો ન હતો તોપણ શિવપૂજન અધુરૂં મુકી

રાતનો તેમને તેમ જન્મ્યો ॥ ૬૬ ॥ અને તેનો દીકરો પણ મૂઢ અને મદોન્મત્ત હતો તે પણ તે પ્રમાણેજ કરી શિવપૂજન કરયા વિના સુઈ રહ્યો. ॥ ૬૭ ॥ એ રાજા બીજા જન્મમાં વિદર્ભદેશનો રાજા થયો પણ શિવપૂજનમાં વિઘ્ન પાડવાને લીધે શત્રુઓએ તેને ભોગ ભોગવતાં અધવચજ મારી નાખ્યો. ॥ ૬૮ ॥ પૂર્વજન્મમાં જે તેનો દીકરો હતો તેજ પાછો આ જન્મમાં તેનો દીકરો થયો પણ શિવપૂજાનું ઉલ્લંઘન કરવાથી દારિદ્રય પામ્યોછે. ॥ ૬૯ ॥ આની માએ પૂર્વજન્મમાં કપટથી પોતાની શોકયને મારી નાખી હતી તે પાપથી આ જન્મમાં તેને ઝૂડે મારી નાખી, ॥ ૭૦ ॥ એ પ્રમાણે આ સર્વની હકીકત મેં તારી પાસે કહી. શિવપૂજન ન કરવાથી મનુષ્યો દરિદ્રપણું પામેછે. ॥ ૭૧ ॥ સત્ય, પરલોકનું કલ્યાણ, અને વેદાંતનું તત્વ કહું છું કે આ ભયંકર સંસારને પામી ઈશ્વરના ચરણારવિંદની સેવા કરવી એજ સાર છે. ॥ ૭૨ ॥ જેઓ પ્રદોષસમયમાં શિવનું પૂજન કરતા નથી અને બીજાઓએ પૂજેલા શિવને નમતા નથી તેમજ શિવકથાને કાનરૂપી પડીઆથી પીતા નથી એ મૂઢ લોકો જન્મોજન્મમાં દરિદ્રી થાયછે. ॥ ૭૩ ॥ પ્રદોષસમયમાં એકાગ્રચિત્તે જેઓ શંકરના ચરણારવિંદની પૂજા કરેછે તેઓ આ લોકમાંજ નિરંતર વધતા આવતાં ધન, ધાન્ય, સ્ત્રી, પુત્ર અને સૌભાગ્યની સંપતિથી સર્વોત્તમ થાયછે. ॥ ૭૪ ॥ કૈલાસપર્વતમાં ત્રણેલોકનાં માતાજી એવાં પાર્વતીને સુવર્ણ અને રત્નના આસનપર બેસાડી પ્રદોષસમયમાં મહાદેવ જ્યારે નાચ કરવાને ઈચ્છે છે ત્યારે સર્વે દેવતાઓ તેમની સેવામાં લાગી જાયછે. ॥ ૭૫ ॥ સરસ્વતી વીણા બજાવેછે, ઈંદ્ર વાંસ વગાડેછે, બ્રહ્મા કાંશીઆ વગાડેછે, લક્ષ્મીજી ગાયનના પ્રયોગ કરેછે, વિષ્ણુ મૃદંગ બજાવેછે અને બીજા ચારે કોર ઊભા રેહે છે. ॥ ૭૬ ॥ ગંધર્વ, યક્ષ, પક્ષી, સર્પ, સિદ્ધ, સાધ્ય, વિદ્યાધર, મોટા દેવતાઓ, અપ્સરાઓ, ભૂત અને જેઓ ત્રૈલોકયમાં રેહેનારા છે તે સઘળા પ્રદોષસમયમાં મહાદેવની પાસે

હાજર થાયછે. ॥ ૭૭ ॥ એટલા માટે પ્રદોષકાલમાં એક શિવજ પૂજવા યોગ્યછે. બીજા વિષ્ણુ અને બ્રહ્માદિક નહીં. કેમકે મહાદેવનીજ વિધિથી પૂજા કરવાથી સઘળા મોટા દેવતાઓ પ્રસન્ન થાય છે. ॥ ૭૮ ॥ આ તારો દીકરો પૂર્વજન્મમાં ઉત્તમ બ્રાહ્મણ હતો તેણે દાન લઈ લઈને આખી અવસ્થા કાહાડી હતી, યજ્ઞવગેરે સારાં કર્મ કરયાં નહીં હતાં. ॥ ૭૯ ॥ એટલા માટે દરિદ્રપણું પામ્યોછે, તો તે દોષ મટાડવાને વાસ્તે હવે મહાદેવને શરણે જાવું જોઈએ. ॥ ૮૦ ॥ એવી રીતે સ્કંદપુરાણમાના બ્રહ્મોત્તરખંડનો પ્રદોષમહિમાવર્ણન એવા નામનો છઠ્ઠો અધ્યાય પુરો થયો. છ છ છ

## ॥ અધ્યાય સાતમો ॥

સૂત કેહેછે કે–એ પ્રમાણે મુનિનું બોલવું સાંભળી તે બ્રાહ્મણીએ પ્રણામ કરી પછી તેને શિવપૂજનનાં વિધિનો ક્રમ પુછ્યો. ॥ ૧ ॥ શાંડિલ્ય બોલ્યા કે–બન્ને પખવાડીઆમાં તેરસને દિવસ વગર જમ્યા રહીને સૂર્ય આથમવાને ત્રણ ઘડીની વાર હોય ત્યારે નાહાવું, ॥ ૨ ॥ ધોળાં વસ્ત્ર પેહેરી, ધૈર્ય, મૌન અને નિયમ રાખી સંધ્યા અને ગાયત્રી જપ કરી, શિવપૂજનનો આરંભ કરવો. ॥ ૩ ॥ દેવની પાસે તાજાં પાણીથી સારી રીતે લીંપી ધોએલાં વસ્ત્ર વગેરેથી સુંદર મંડપ બનાવવો. ॥ ૪ ॥ તે મંડપને ચંદરવા વગેરેથી અને ફલ ફૂલ તથા નવા અંકુરથી શણગારી તેમાં પંચરંગી વિચિત્ર કમલ ચીતરવું. ॥ ૫ ॥ પછી તેમાં ભક્તિસહિત શુભ આસનપર બેસી, પૂજાની સર્વ સામગ્રી સારી રીતે ભેળી કરી, પવિત્ર થઈ, ॥ ૬ ॥ વેદોક્ત મંત્રથી પીઠનું આમંત્રણ કરવું. પછી દેહશુદ્ધિ અને ભૂતશુદ્ધિ ઈત્યાદિક ક્રમપ્રમાણે કરી ॥ ૭ ॥ બિંદુસહિત બીજમંત્રના અક્ષરથી ત્રણ પ્રાણાયામ કરવા. વિધિસહિત માતૃકાન્યાસ કરી, સદાશિવનું ધ્યાન કરવું. ॥ ૮ ॥

૧ ઝાડના ફૂટતા કોંટા. ૨ શિવલિંગનું આસન. ૩ પ્રાર્થના. ૪ અનુસ્વાર. ૫ સ્વર અને વ્યંજન અક્ષરોના ન્યાસ.

માતૃકા પુરી કરી, સદાશિવનું ધ્યાન કરી, ડાબા ભાગમાં ગુરૂને નમસ્કાર કરી જમણા ભાગમા ગણપતિને નમસ્કાર કરવો. ॥ ૯ ॥ બે ખભા અને બે સાથલમાં, નાભિમાં અને બે પડખામાં ધર્માદિકનો, અધર્માદિકનો અને અનંતાદિકનો ન્યાસ કરી હૃદયના પીઠમાં મંત્રનો ન્યાસ કરવો. ॥ ૧૦ ॥ આધારશક્તિથી માંડીને જ્ઞાનાત્માસૂધી કેહેલા ક્રમથી ન્યાસ કરી શુદ્ધ કરેલા ॥ ૧૧ ॥ અને નવશક્તિમય સુંદર હૃદયમાં સદાશિવનું ધ્યાન કરવું. કરોડ ચંદ્રમા જેવા, ત્રણ નેત્રવાળા, મુકુટમાં ચંદ્રને ધરનાર, ॥ ૧૨ ॥ પીંગળી જટાવાળા, રત્નના મુકુટથી શોભિત, નીલકંઠ, સુંદર અંગવાળા, સર્પના હારથી શોભતા, ॥ ૧૩ ॥ વર તથાં અભયને હાથમાં રાખતા, ફડશીને ધરનાર, સર્પનાં કંકણ બાજુબંધ તથા વીંટીને પેહેરનાર, ॥ ૧૪ ॥ વાઘના ચામડાને પેહેરનાર અને રત્નના સિંહાસનપર બેઠેલા સદાશિવનું ધ્યાન કરી તેમના ડાબા ભાગમાં ॥ ૧૫ ॥ પ્રફુલ્લિત જાસુદના ફુલસરખી કાંતિવાળાં, ઉગતા સૂર્યની પેઠે શોભતાં, વીજળીના પુંજ જેવાં, મન તથા નેત્રને આનંદ પમાડનાર, ॥ ૧૬ ॥ મુકુટમાં બાલચંદ્રને ધરનાર, સ્નેહયુક્ત, શ્યામ અને વાંકા કેશવાળાં, ભ્રમરોના સમૂહની પેઠે શોભતાં, ॥ ૧૭ ॥ મણિમય કુંડલથી સુશોભિત મોહોડાવાળાં, અરીસાજેવા કપોલ ઉપર જેણે નવું કેસરી ચંદન લગાવેલ છે એવાં, ॥ ૧૮ ॥ સુંદર મંદહાસ્યથી શોભતા લાલ હોટવાળાં, શંખસરખી ડોકવાળાં, જેનાં સ્તન નીકળતી કમલની કળી સમાન છે એવાં, ॥ ૧૯ ॥ પાશ, અંકુશ, અભય અને વરથી શોભતા ચાર હાથવાળાં, અનેક રત્નથી શોભતાં કંકણ અને વીંટી ધરનારાં, ॥ ૨૦ ॥ જેની સોનાની કટિમેખલા ત્રણ વલીથી શોભેછે એવાં, રાતાંફુલ અને વસ્ત્રને ધરનાર, દેવતાઈ ચંદનના લેપનવાળાં, ॥ ૨૧ ॥ લોકપાલદેવતાની સ્ત્રીઓ જેના ચરણમાં માથાં નમાવેછે એવાં, રત્નના સિંહાસનપર બેઠેલાં, અને મોટા નાગના ઘરેણાંવાળાં

પાર્વતીજીનું ધ્યાન કરવું. ॥ ૨૨ ॥ એ પ્રમાણે મહાદેવનું અને પાર્વતીનું ધ્યાન કરી અને ન્યાસના ક્રમપ્રમાણે ચંદન વગેરેથી સદાશિવનું પૂજન કરી, ॥ ૨૩ ॥ પાંચ મંત્રથી ન્યાસના સ્થાનકોમાં અથવા હૃદયમાં જુદી જુદી પુષ્પાંજલિ કરવી અને મૂલમંત્રથી હૃદયમાં ત્રણ પુષ્પાંજલિ કરવી. ॥ ૨૪ ॥ પછી મૂલમંત્રથી પોતે શિવરૂપ થઈ ફરીવાર બાહારનાં પીઠમાં ક્રમપ્રમાણે દેવની પૂજા કરવી. ॥ ૨૫ ॥ પૂજાનો આરંભ કરતાં સાવધાનપણાથી સંકલ્પ બોલવો. પછી હાથ જોડી હૃદયમાં સ્તુતિ કરવી. ॥ ૨૬ ॥ હે શંકર ! કરજ, પાપ, દુર્ભાગ્ય દારિદ્રય, અને સર્વ પાપને મટાડવાન વાસ્તે મારા ઉપર કરૂણા કરો. ॥ ૨૭ ॥ દુઃખ અન શોકના અગ્નિથી તપી રહેલ, સંસારના ભયથી પીડાએલ, ઘણા રોગથી વ્યાકુલ અને રાંક જે હું તેની રક્ષા કરો. ॥ ૨૮ ॥ હે દેવ! હે મહાદેવ! હે અભય આપનાર, આ મેં આપની પૂજા કરીછે તેને પાર્વતી સાથે ગ્રહણ કરો. ॥ ૨૯ ॥ એ પ્રમાણે સંકલ્પ કરી વિધિસહિત બાહારલી પૂજા કરવી. ડાબી અને જમણીકોર ગુરૂનું અને ગણપતિનું પૂજન કરવું. ॥ ૩૦ ॥ ઈશાન ખુણામાં ક્ષેત્રપાલનું પૂજન કરવું. તે પછી અનુક્રમથી વાસ્તોષ્પતિ, સરસ્વતી અને કાત્યાયનીનું પૂજન કરવું. ॥ ૩૧ ॥ જેઓની અંતે નમઃ પદ આવે એવા સ્વરથી ઈશાન વગેરે ખુણાઓમાં આસનના પાયા રૂપ એવાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યની અનુક્રમથી પૂજા કરવી. ॥ ૩૨ ॥ અનુસ્વાર અને વિસર્ગથી અધર્મ, અજ્ઞાન, અવૈરાગ્ય અને અનૈશ્વર્ય કે જે ઈશ અને ઉપલાં રૂપ છે તેને ચારે દિશામાં પૂજવાં અને મધ્યમાં તારક સહિત અનંતની પૂજા કરવી. ॥ ૩૩ ॥ સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ કે જે તાંતણારૂપ છે તેનો પીઠમાં ન્યાસ કરવો. તે પછી ઊપલા ભાગમાં માયા, લક્ષ્મી અને શિવની પૂજા કરવી. ॥ ૩૪ ॥ તેને અંતે પાનડાં, અને કેસરોથી ઘેરાએલ એવાં કમલરૂપ ત્રણ મંડલ કરવાં. તેમાં ક્રમ પ્રમાણે અક્ષરોથી ॥ ૩૫ ॥

ત્રણ કમલની અને મધ્યમાં મંડપની પૂજા કરવી. વામા, જ્યેષ્ઠા અને રૌદ્રી એઓની ભાગ પ્રમાણે દિશાઓમાં પૂજા કરવી. ॥ ૩૬ ॥ નવ સ્વર સહિત વામા ઈત્યાદિક નવ શક્તિઓની પૂજા કરવી. હૃદયમાં ત્રણ બીજવાળા પીઠમંત્રથી પણ પૂજન કરવું. ॥ ૩૭ ॥ આ વૃત્તિ કરેલાં પેહેલાં અંગ, પંચમૂર્ત્તિ શક્તિ, ત્રિમૂર્તિ શક્તિ, બે નિધિ સહિત ॥ ૩૮ ॥ બીજા અનંતાદિક, માતૃગણ, નંદીઆદિક, અણિમા ઈત્યાદિક સિદ્ધિઓ અને આયુધસહિત ઈંદ્રાદિક એઓને પૂજવાં. ॥ ૩૯ ॥ વૃષભ, ક્ષેત્રપાલ, ચંડેશ, દુર્ગા, સ્કંદ, નંદી, ગણેશ અને સેનાપતિ એઓને પોતપોતાની નીશાનીઓ સહિત સ્થાપવા. ॥ ૪૦ ॥ અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, ઈશિત્વ, વશિત્વ, પ્રાપ્તિ અને પ્રકામ્ય ॥ ૪૧ ॥ એ આઠ સિદ્ધિઓ કેવલ તેજોરૂપ છે. પ્રથમ હૃલ્લેખાદિક પાંચ મંત્રથી ॥ ૪૨ ॥ ઉમાદિક અને ઈંદ્રાદિક અંગોથી ક્રમપ્રમાણે ઋષિઓએ પૂજા કહીછે. ઉમા અને ચંડેશ્વરાદિકની પૂજા ઉત્તર દિશાથી માંડીને કરવી. ॥ ૪૩ ॥ એ પ્રમાણે આવરણવાળા પાર્વતી સહિત તેજોરૂપ સદાશિવની પંચામૃત વગેરે ઉપચારોથી પૂજા કરવી. ॥ ૪૪ ॥ રૂદ્રસૂક્તના મંત્રો ભણતાં ભણતાં, સ્થાપેલા શંખના જલથી અને પંચામૃતથી સદાશિવને નવરાવી, ॥ ૪૫ ॥ અનેક મંત્રોથી આસન વગેરે સામગ્રીનાં કલ્પના કરવી. સોનાનું અને દિવ્ય વસ્ત્રવાળું આસન કલ્પવું. ॥ ૪૬ ॥ આઠ ગુણ વાળું અર્ઘ્ય અને શુદ્ધજલથી પાદ્ય કલ્પવું. તેથીજ આચમન અને મધુપર્ક દેવાં. ॥ ૪૭ ॥ ફરીવાર આચમન દઈ મંત્રથી સ્નાન કરાવવું. જનોઈ, વસ્ત્ર ઘરેણાં ॥ ૪૮ ॥ અને આઠ અંગવાળું પવિત્ર ચંદન ચડાવવાં. પછી બીલી, મંદાર, જાતજાતનાં કમલ, ॥ ૪૯ ॥ ધંતુરો, કણેર, ચણપુષ્પ, મલ્લિકા, દર્ભ અઘેડો, તુલસી, માધવી ચંપક વગેરે, ॥ ૫૦ ॥ ભોરીંગણીનાં ફુલ અને કરવીર એઓમાં જે મળી આવે તે અને બીજાં પણ અનેક પ્રકારનાં સુગંધી ફુલો ચડાવવાં. ॥ ૫૧ ॥ કાળી અગરૂનો ધૂપ અને નિર્મલ દીવો કરવો. પછી ઘી અને અથાણા

સહિત દુધપાકનું નૈવેદ્ય ધરવું. ॥ ૫૨ ॥ તે નૈવેદ્યમાં લાડુ, પુડલા, શાકર, ગોળ, મધ, દહીં અને જલપાન પણ સાથે જોઈએ. ॥ ૫૩ ॥ શાસ્ત્ર અને ગુરૂના વચન પ્રમાણે મંત્રથી શુદ્ધ કરેલા અગ્નિમાં એના-એજ હવિષ્ય પદાર્થથી હોમ કરવો. ॥ ૫૪ ॥ શંકરને નૈવેદ્ય ધરી પાનબીડું, ધૂપ, આરતી, સુંદર છત્ર અને ઉત્તમ અરીસો ॥ ૫૫ ॥ એ બધા પદાર્થો વેદોક્ત અને તંત્રોક્ત મંત્રથી અર્પણ કરવા. પણ પૂજન કરનાર અશક્ત અને નિર્ધન હોય તો તેણે પોતાની શક્તિ પ્રમાણે પૂજા કરવી. ॥ ૫૬ ॥ ભક્તિથી માત્ર ફુલ ચડાવીએ તોપણ શંકર પ્રસન્ન થાયછે. એ પ્રમાણે કરયા પછી અંગરૂપ એવા ગણપતિ વગેરે સર્વની પૂજા કરવી. ॥ ૫૭ ॥ અનેક સ્તોત્રોથી સ્તુતિ કરી સાષ્ટાંગ નમસ્કાર કરવા. તે પછી ચંડેશ્વર વગેરે નવ દેવને પ્રદક્ષિણા કરી ॥ ૫૮ ॥ અને વિધિસહિત પૂજાનું અર્પણ કરી શંકરની પ્રાર્થના કરવી કે—હે દેવ ! હે જગતના નાથ ! હે શંકર ! હે અવિનાશી ! ॥ ૫૯ ॥ હે સર્વ દેવતાઓના અધિપતિ ! હે સર્વ દેવતાઓએ પૂજેલ ! હે સર્વ ગુણ થકી ન્યારા ! હે સર્વ વરદાન દેનાર ! ॥ ૬૦ ॥ હે નિત્ય ! હે નિરાધાર ! હે વિશ્વંભર ! હે અવ્યય ! હે જગતમાં એક જાણવા યોગ્ય ! હે ઈશ ! હે મોટા નાગના ઘરેણાંવાળા ! ॥ ૬૧ ॥ હે પાર્વતીના પતિ ! હે શંભુ ! હે ચંદ્રના અર્ધ ભાગને મુકુટમાં ધરનાર ! હે કરોડો સુરજ સરખા તેજવાળા ! હે અપાર ગુણના આશ્રયરૂપ ! ॥ ૬૨ ॥ હે રૂદ્ર ! હે ભયંકર નેત્રવાળા હે વિચારમાં ન આવો એવા ! હે નિરંજન ! હે સંસારરૂપી દુસ્તર સમુદ્રમાંથી કાહાડનાર ! હે પ્રભુ ! જય જય જય જય. ॥ ૬૩ ॥ હે પરમેશ્વર ! હે માહાદેવ ! હું કે જે સંસારથી પીડાઈને ખેદ પામુંછું તેની સંસારનો ભય મટાડીને રક્ષા કરો. ॥ ૬૪ ॥ મોટા દારિદ્રયમાં ડૂબેલ, મોટા પાપથી દુઃખી થએલ, મોટા શોકથી હેરાન થએલ, મોટા રોગથી આતુર, ॥ ૬૫ ॥ કરજના બોજાથી ઘેરાએલ, કર્મથી બળતો અને ગ્રહોથી પીડાતો એવો જે હું તેનાપર

કૃપા કરો. ॥ ૬૬ ॥ નિર્ધન માણસ હોય તેણે પૂજા થઈ રહ્યા પછી એ પ્રમાણે શંકરની પ્રાર્થના કરવી અને ધનવાન અથવા રાજા હોય તેણે નીચે પ્રમાણે પ્રાર્થના કરવી. ॥ ૬૭ ॥ હે શંકર તમારી કૃપા થકી મને લાંબું આયુષ્ય, નિરંતર આરોગ્ય, ભંડારની વૃદ્ધિ, બલની સરસાઈ અને નિત્ય આનંદ થાજો. ॥ ૬૮ ॥ શત્રુઓનો ક્ષય થાજો. પ્રજા રાજી રેહેજો. ચોર નાશ પામજો. દેશમાં સર્વે લોકો દુઃખરહિત થાજો. ॥ ૬૯ ॥ પૃથ્વીમાં દુકાળ અને શત્રુનો સંતાપ મટી જાજો. સર્વ ધાન્યોની સમૃદ્ધિ થાજો અને સર્વે દિશા સુખ આપનારી થાજો. ॥ ૭૦ ॥ એ પ્રમાણે પ્રદોષકાલમાં શંકરનું આરાધન કરવું. પછી બ્રાહ્મણોને જમાડી દક્ષિણા આપી રાજી કરવા. ॥ ૭૧ ॥ સર્વ પાપનો ક્ષય કરનાર, સર્વ દારિદ્રયનો નાશ કરનાર અને સર્વ મનોરથને આપનાર એ સદાશિવની પૂજાનો વિધિ મેં તારી પાસે કહ્યો. ॥ ૭૨ ॥ એક શિવના દ્રવ્યનું હરણ કરવાના પાપવિના બાકી સઘળાં પાપ અને ઉપપાપોને શિવની પૂજા મટાડી નાખે છે. ॥ ૭૩ ॥ પુરાણોમાં અને ધર્મ શાસ્ત્રોમાં પણ બ્રહ્મહત્યા વગેરે પાપનાં નિવારણ જોવામાં આવેછે પણ શિવના દ્રવ્યને હરનારનું નિવારણ જોવામાં આવતું નથી. ॥ ૭૪ ॥ ઘણું શું કહું ! ! અરધા શ્લોકમાંજ કહુંછું કે શિવપૂજન સેકડો બ્રહ્મહત્યાને પણ મટાડેછે. ॥ ૭૫ ॥ આ પ્રદોષકાલના શિવ-પૂજનનો વિધિ મેં કહ્યો એ સર્વ પ્રાણીઓથી છાનો છે, એમાં સંશય નથી. ॥ ૭૬ ॥ આ બાલકોએ પણ એ પ્રમાણે શિવપૂજન કરવું એટલે એક વર્ષમાંજ સિદ્ધિ થશે. ॥ ૭૭ ॥ એવી રીતે શાંડિલ્ય મુનિનું વચન સાંભળી તે બ્રાહ્મણી એ બે બાલકોની સાથે મુનિને પગે લાગી. ॥ ૭૮ ॥ બ્રાહ્મણી બોલીકે—આપના દર્શનમાત્રથી હું આજ કૃતાર્થ થઈછું અને આ બે બાલકો આપનેજ શરણે છે. ॥ ૭૯ ॥ આ મારા પુત્રનું નામ શુચિવ્રત છે અને રાજકુમારનું નામ ધર્મગુપ્ત પાડયુંછે. ॥ ૮૦ ॥ આ બે બાલક અને હું આપના ચર-ણના દાસ છીએ. અમને આ ભયંકર દારિદ્રયરૂપી સમુદ્રમાંથી

કાહાડો. ॥ ૮૧ ॥ એ પ્રમાણે શરણ થએલી બ્રાહ્મણીને અમૃત જેવાં વચનથી ધીરજ આપી શાંડિલ્ય મુનિએ તે બન્ને બાલકોને શિવપૂજન કરવાના મંત્રનો ઉપદેશ કર્યો. ॥ ૮૨ ॥ મુનિએ ઉપદેશ કરેલા તે બે બાલક અને તે બ્રાહ્મણી તેને પગે લાગી રજા લઈ શિવમંદિરમાંથી ગયાં ॥ ૮૩ ॥ ત્યાંથી માંડી તે બે બાલકો મુનિના ઉપદેશથી પ્રદોષમાં શંકરનું પૂજન પ્રેમથી કરવા લાગ્યા. ॥ ૮૪ ॥ એ પ્રમાણે પૂજન કરતા તેઓને ચાર મહીના સુખેથી વીતીગયા. ॥ ૮૫ ॥ કોઈ દિવસ રાજકુમાર વિના એકલો નાહાવા ગએલો બ્રાહ્મણનો પુત્ર નદીને કાંઠે ઘણી રમત કરવા લાગ્યો. ॥ ૮૬ ॥ ત્યાં તેણે ધોધ પડવાથી ફાટીગએલી છીપરમાં ઝબકતો એક નાણાંનો કલસો દીઠો ॥ ૮૭ ॥ તે જોઈ જલદી ત્યાં આવી હરખ પામી, આ દૈવે આપ્યું એમ માની, માથે ઉપાડીને ઘેર આવ્યો. ॥ ૮૮ ॥ ઉતાવળો આવી, તે કલસાને ઘરપાસે મુકી, માને કેહેવા લાગ્યો કે- ॥ ૮૯ ॥ મા ! મા ! સદાશિવે દયા કરીને આ કલસો દેખાંડયો છે તે તું જો. ॥ ૯૦ ॥ પછી વિસ્મય પામેલી અને શિવપૂજનને માન દેતી તે બ્રાહ્મણીએ રાજપુત્રને બોલાવી અને પોતાના પુત્રને વખાણીને કહ્યુ કે- ॥ ૯૧ ॥ હે દીકરાઓ ! મારી આજ્ઞા માનીને આ નાણાંના કલશને તમે બન્નેજણા સરખે ભાગે વેહેંચી લીઓ. ॥ ૯૨ ॥ એ પ્રમાણે માનું વચન સાંભળી બ્રાહ્મણનો પુત્ર રાજી થયો. પણ રાજકુમાર શિવપૂજનમાં વિશ્વાસ રાખીને બોલ્યો કે- ॥ ૯૩ ॥ હે મા ! તારા દીકરાના પુણ્યથીજ આ ધન આવ્યું છે એટલે તેમાંથી વેહેંચી લેવાની મારી ઈચ્છા નથી. ॥ ૯૪ ॥ એને પોતાના પુણ્યથી મલ્યું તે પોતેજ ભોગવે અને એને જેણે આપ્યું તેજ સદાશિવ મારા ઊપર પણ કૃપા કરશે. ॥ ૯૫ ॥ પછી તે પ્રમાણે અને તે ઘરમાંજ પરમ આનંદથી શિવપૂજન કરતા તેઓને એક વર્ષ નીકળી ગયું. ॥ ૯૬ ॥ પછી એક દિવસ એ રાજકુમાર તે બ્રાહ્મણના પુત્રની સાથે વસંત ઋતુમાં વનમાં રમતો હતો. ॥ ૯૭ ॥ ત્યાં કોઈ વનમાં છેટે નીકળી

જતાં સેંકડો ગંધર્વની કન્યાઓ રમતી હતી તે તેઓના જોવામાં આવી. ॥ ૯૮ ॥ રૂપાળી અને મનોહર રીતે રમતી એ કન્યાઓને છેટેથી જોઈને બ્રાહ્મણના પુત્રે રાજકુમારને કહ્યું કે- ॥ ૯૯ ॥ અહીંથી આપણે આગળ ન જવું, કેમ કે ત્યાં સ્ત્રીઓ રમેછે. નિર્મલ અંતઃકરણના ડાહ્યા પુરૂષોએ સ્ત્રીઓની પાસે જવું નહીં. ॥ ૧૦૦ ॥ કપટ કરનારી, ધન તથા જુવાનીથી છકેલી અને કાલાવાલામા ચતુર એવી સ્ત્રીઓ પુરૂષને મોહ કરી દીએ, ॥ ૧૦૧ ॥ માટે ધર્મવાળા વિદ્વાને અને વિશેષે કરી બ્રહ્મચારીએ સ્ત્રીઓની પાસે જવું નહીં અને તેઓની સાથે બોલવું પણ નહીં. ॥ ૧૦૨ ॥ એટલા માટે સ્ત્રીઓ રમેછે ત્યાં હું નહીં જાઉં, એમ કહી એ બ્રાહ્મણનો પુત્ર તો છેટેજ ઊભો રહ્યો. ॥ ૧૦૩ ॥ અને રાજકુમાર ગમ્મત જોવાની ઈચ્છાથી એકલોજ નિર્ભય થઈને ત્યાં ગયો. ॥ ૧૦૪ ॥ ત્યાં એ કન્યાઓમાંની એક કન્યા રાજકુમારને આવતો જોઈ મનમાં વિચાર કરવા લાગી કે- ॥ ૧૦૫ ॥ અહો ! રૂપાળો, હાથીના જેવી ચાલવાળો, શોભાના સમુદ્ર જેવો, ॥ ૧૦૬ ॥ લીલાથી ચપલ અને મોટી આંખોવાળો, મધુર અને મંદ હસવાવાળો, કામદેવ જેવો અને કોમળ શરીરવાળો આ જુવાન કોણ હશે ? ॥ ૧૦૭ ॥ એ પ્રમાણે વિસ્મય પામેલી તે કન્યાએ સઘળી સખીઓ સામું જોઈને કહ્યું કે- ॥ ૧૦૮ ॥ હે સખીઓ ! અહીંથી નજદીક ચાંપા, આસોપાલવ, પુન્નાગ અને બલેસરીના વિચિત્ર ફૂલવાળું એક ઉત્તમ વન છે, ॥ ૧૦૯ ॥ ત્યાં જઈ તમે ઘણાં ફૂલ વીણી આવો ત્યાં સુધી હું અહીં ઊભી છું. ॥ ૧૧૦ ॥ એ પ્રમાણે કેહેવાથી તે સખીઓ બીજા વનમાં ગઈ અને તે ગંધર્વની દીકરી રાજકુમાર સામી નજર કરીને ઊભી રહી. ॥ ૧૧૧ ॥ પાતળી, જુવાન અને તિલોત્તમા અપ્સરા કરતાં પણ વધારે રૂપાળી તે કન્યાને જોઈ ॥ ૧૧૨ ॥ જેનાં નેત્ર પ્રફુલ્લિત થયાં છે એવો રાજકુમાર તેની પાસે આવ્યો અને દૈવયોગે કરી કામદેવના બાણથી વીંધાઈ ગયો.

॥ ૧૧૩ ॥ તે ગંધર્વની કન્યાએ પણ ઊઠીને રાજકુમારને પાનડાનું આસન આપ્યું. ॥ ૧૧૪ ॥ તેના રૂપ અને ગુણથી ધીરજ મટીને જેનાં ઈંદ્રિયો વ્યાકુળ થયાં છે એવી તે કન્યાએ તેને સત્કાર સહિત બેસાડી પાસે આવીને પુછયું કે- ॥ ૧૧૫ ॥ હે કમલની પાંખડીસરખી આંખોવાળા! તમે કોણ છો? કયા દેશથી અંહીં આવ્યાછો અને કોના પુત્ર છો? એમ પુછવાથી રાજકુમારે સઘળું કહી દેખાડયું. ॥ ૧૧૬ ॥ હું વિદર્ભ દેશના રાજાનો દીકરો છું. માતા પિતા મરી ગયાં છે, શત્રુઓએ રાજ્ય લઈ લીધું છે અને હું પરદેશમાં આવી રહ્યો છું. ॥ ૧૧૭ ॥ પછી તેણે પણ એ કન્યાને પુછયું કે તું કોણ છો? અંહીં તારે શું કામ છે? અને કોની દીકરી છો? ॥૧૧૮॥ તું મનમાં શો વિચાર કરે છે અને શું બોલવાની ઈચ્છા કરે છે? એ પ્રમાણે પુછવાથી તે બોલી કે- ॥ ૧૧૯ ॥ કેદ્રવિક નામે એક ગંધર્વોનો મુખી છે તેની હું દીકરી છું અને મારૂં નામ અંશુમતી છે. ॥ ૧૨૦ ॥ તમને આવતા જોઈ તમારી સાથે વાતચિત કરવાની ઉમેદથી સઘળી સખીઓને મુકી એકલી ઊભી છું. ॥ ૧૨૧ ॥ સઘળી ગાયન વિદ્યાઓમાં મારા જેવી કોઈ નથી. મને મળવાથી સઘળી ચતુર સ્ત્રીઓ રાજી થાયછે. ॥ ૧૨૨ ॥ સર્વ કલામાં ચતુર અને સર્વના મનની વાત જાણનારી હું તમારી ઈચ્છા જાણી ગઈછું કે તમારૂં મન મારામાં લાગ્યું છે. ॥ ૧૨૩ ॥ તેમ દૈવયોગથી મારૂં મન પણ તમારામાં લાગ્યું છે. માટે હવે પછી આપણો સ્નેહ નહીં તુટવો જોઈએ. ॥ ૧૨૪ ॥ એ પ્રમાણે ગંધર્વ કન્યાએ સ્નેહથી તેની સાથે વાતો કરી પોતાના સ્તન ઉપરનો મોતીનો હાર તેને આપ્યો. ॥ ૧૨૫ ॥ એ હારને લઈ સ્નેહથી વ્યાકુલ થએલા તે રાજકુમારે આનંદમાં ડૂબી ગએલી તે કન્યાને કહ્યું કે- ॥ ૧૨૬ ॥ હે પ્યારી! તેં સાચું કહ્યું તોપણ હું એક વાત પુછું છું. હું કે જે રાજ્યભ્રષ્ટ અને નિર્ધન છું તેને વરવાને તું કેમ ઈચ્છે છે? ॥ ૧૨૭ ॥ તારો પિતા જીવે છે તે છતાં તેની આજ્ઞાનું ઉલ્લંઘન કરી મરજીમાં આવે

તેવું આચરણ કરવાને તું કેમ ધારે છે? ॥ ૧૨૮ ॥ એ પ્રમાણે તેનું બોલવું સાંભળી એ કન્યા હસીને બોલી કે-કાંઈ ચિંતા નહીં, હું તમારી મરજી પ્રમાણેજ કરીશ. મજા જોજો. ॥ ૧૨૯ ॥ હે કાંત ! હમણાં તમે ઘેર જાઓ અને પરમદીવસ સવારે પાછા અંહીં આવજો, સાચે સાચું કામ છે. ॥ ૧૩૦ ॥ એ પ્રમાણે કહીને તે રૂપાળી કન્યા સખીઓ આવવા લાગવાથી ત્યાંથી ખસી ગઈ અને તે રાજકુમાર પણ ॥ ૧૩૧ ॥ હરખથી બ્રાહ્મણના પુત્ર પાસે આવી, સઘળી વાત કરી, તેની સાથે પોતાને ઘેર ગયો. ॥ ૧૩૨ ॥ પાછો ત્રીજે દિવસે રાજકુમાર એ કન્યાએ બતાવેલા ઠેકાણાપર આવ્યો ત્યાં એ કન્યા અને તેનો બાપ ગંધર્વનો રાજા તેના જોવામાં આવ્યાં. ॥ ૧૩૩ ॥ ગંધર્વના રાજાએ તે બન્ને કુમારોનો સત્કાર કરી આસનપર બેસાડી રાજકુમારને કહ્યું. ॥ ૧૩૪ ॥ ગંધર્વ બોલ્યો કે-હે મોટા રાજાના પુત્ર ! હું પરમ દાહાડે કૈલાસમાં ગયો હતો ત્યાં પાર્વતી સહિત સદાશિવનાં દર્શન કરયાં. ॥ ૧૩૫ ॥ ત્યાં સર્વે દેવતાઓ સાંભળે એવી રીતે કરૂણાના સમુદ્રરૂપ સદાશિવે મને બોલાવીને કહ્યું કે- ॥ ૧૩૬ ॥ ધર્મગુપ્ત નામનો કોઈ રાજકુમાર પૃથ્વીમાં છે તે દરિદ્રી અને રાજભ્રષ્ટ છે. અને તેના બંધુઓને શત્રુઓએ મારી નાખેલ છે. ॥ ૧૩૭ ॥ એ બાલક ગુરૂના વચનથી નિરંતર મારી પૂજામાં પ્રેમ રાખે છે અને તે પૂજાના પ્રભાવથી તેના પૂર્વજો અહીં આવ્યા છે. ॥ ૧૩૮ ॥ હવે શત્રુઓને મારી તે તેના રાજ ઉપર આવે એવી તું તેની સહાયતા કર. ॥ ૧૩૯ ॥ એ પ્રમાણે શંકરની આજ્ઞા માથે ચઢાવી હું ઘેર આવ્યો ત્યાં આ મારી દીકરીએ પણ મારી ઘણી પ્રાર્થના કરી. ॥ ૧૪૦ ॥ એ સઘળી શંકરનીજ આજ્ઞા છે એમ જાણી આ દીકરીને સાથે લઈ વનમાં આવ્યો છું. ॥ ૧૪૧ ॥ આ અંશુમતી હું તમને આપું છું, અને શિવની આજ્ઞા પ્રમાણે શત્રુઓને મારી નાખી તમને તમારા દેશમાં સ્થાપન કરીશ. ॥ ૧૪૨ ॥ તમારા શૈહેરમાં આની સાથે દશ હજાર વર્ષ સુધી મન ગમતા ભોગ ભોગવી

અંતે તમે સદાશિવના સ્થાનકને પામશો. ॥ ૧૪૩ ॥ ત્યાં સદાશિવની પાસે આજ દિવ્યદેહથી આ મારી કન્યા પણ તમનેજ પ્રાપ્ત થશે. ॥ ૧૪૪ ॥ એ પ્રમાણે એ ગંધર્વે રાજકુમારને કહીને વનમાં પોતાની દીકરી સાથે પરણાવ્યો. ॥ ૧૪૫ ॥ પેરામણીમાં ઘણાં ઘણાં ઉત્તમ રત્નો, ચંદ્રમા જેવા મણિ, પ્રકાશમાન મોતીના હારો, ॥ ૧૪૬ ॥ દેવતાઈ ઘરેણાં લુગડાં, સોનાના સામાન, દશહજાર હાથી, એકલાખ કાળા ઘોડા, ॥ ૧૪૭ ॥ સોનાના હજારો મોટા રથ, બીજો એક દેવતાઈ રથ, ઈંદ્રધનુષ જેવું ધનુષ, ॥ ૧૪૮ ॥ હજારો અસ્ત્ર, જેમાંથી બાણ ન ખુટે એવા બે ભાથા, ત્રુટે નહીં એવું સોનાનું બખતર, શત્રુઓનો નાશ કરે એવી સાંગ, ॥ ૧૪૯ ॥ અને દીકરીની ચાકરી કરવાવાસ્તે પાંચ હજાર દાસીઓ તેમજ અનેક પ્રકારનાં ધન રાજીપાથી તેને આપ્યાં. ॥ ૧૫૦ ॥ વળી તેની મદદ કરવાને વાસ્તે એ ગંધર્વના રાજાએ હાથી, ઘોડા, રથ અને પ્યાદાવાળું મહા ભયંકર ગંધર્વોનું સૈન્ય તેને આપ્યું. ॥ ૧૫૧ ॥ એ પ્રમાણે તે રાજકુમાર મોટી લક્ષ્મી પામીને પ્યારી સ્ત્રીની સાથે પોતાના સુખથી રાજી થયો. ॥ ૧૫૨ ॥ ગંધર્વનો રાજા દીકરીનો યોગ્ય વિવાહ કરી વિમાનમાં બેસી સ્વર્ગમાં ગયો. ॥ ૧૫૩ ॥ પરણેલા ધર્મગુપ્ત ગંધર્વોની ફોજની સાથે પાછો પોતાને શેહેર આવી શત્રુઓની સેનાને મારી. ॥ ૧૫૪ ॥ દુર્મર્ષણ નામના શત્રુને સાંગવતે મારી, શત્રુના સૈન્યનો પ્રલય કરી, ગંધર્વોની સેના સાથે પોતાના નગરમાં આવ્યો. ॥ ૧૫૫ ॥ ત્યાં કારભારીઓ અને ઉત્તમ બ્રાહ્મણોએ પટ્ટાભિષેક કરતાં રત્નનાં સિંહાસન ઉપર બેસી નિષ્કંટક રાજ્ય કરવા લાગ્યો. ॥ ૧૫૬ ॥ જે બ્રાહ્મણીએ પોતાના પુત્રની પેઠે તેનું પોષણ કર્યું હતું તેજ તેની મા થઈ અને તેજ બ્રાહ્મણનો દીકરો તેનો ભાઈ થયો. ॥ ૧૫૭ ॥ ગંધર્વની કન્યાને પરણેલો તે વિદર્ભ દેશનો રાજા ધર્મગુપ્ત એ પ્રમાણે શંકરની પૂજા કરવાથી રાજ્યાસન પામ્યો. ॥ ૧૫૮ ॥

એ રીતે બીજાપણ જે પ્રદોષમાં શંકરનું આરાધન કરે તો મન ગમતાં સુખ પામે અને મરણ પામ્યા પછી ઉત્તમ ગતિ પામે. ॥ ૧૫૯ ॥ સૂત કહેછે કે—આ પ્રદોષ કાલમાં શંકરનું પૂજન એ મોટું પવિત્ર વ્રત છે અને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષને પામવાનું ઉત્તમ સાધન છે. ॥ ૧૬૦ ॥ પ્રદોષમાં શંકરનું પૂજન કરવા પછી જે માણસ આ અદ્‌ભુત પવિત્ર કથાને સાવધાનપણાથી સાંભળે અથવા સંભળાવે ॥ ૧૬૧ ॥ તેને સેંકડો જન્માંતરમાં પણ દારિદ્ર્ય આવે નહીં અને જ્ઞાન તથા સંપત્તિ પામીને અંતે શિવલોકમાં જાય. ॥ ૧૬૨ ॥ આ અત્યંત દુર્લભ મનુષ્ય અવતાર પામીને જેઓ શંકરના ચરણનું સેવન કરેછે તેઓને ધન્ય અને પોતાના પુણ્યથી ત્રૈલોક્યને વશ કરનારા જાણવા અને તેઓના ચરણની રજ જગતને પવિત્ર કરેછે. ॥ ૧૬૩ ॥ એ પ્રમાણે સ્કંદ પુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો પ્રદોષ માહિમા વર્ણન નામનો સાતમો અધ્યાય પુરો થયો. છ છ છ છ છ

---

## ॥ अध्याय आठमो ॥

સૂત કહેછે કે—નિત્ય, આનંદમય, શાંત, ભેદ રહિત, ઉપદ્રવ રહિત અને આદિઅંત રહિત સદાશિવના તત્વને જેઓ જાણે તેઓ પરબ્રહ્મને પામ્યા સમજવા. ॥ ૧ ॥ સંસારના સુખથી વૈરાગ્ય પામીને જે ધીર પુરૂષો સદાશિવની નિષ્કામ ભક્તિ કરેછે તેઓને મુક્તિ થાય એમાં સંદેહ નથી. ॥ ૨ ॥ સંસારના સુખની કામના રાખીને જેઓ સદાશિવની ભક્તિ કરે તેઓ વિષયોમાં મોહ નહીં પામતાં વિષયોના સુખને પણ ભોગવેછે. ॥ ૩ ॥ ગમે તેવા ભાવથી પણ શિવની ભક્તિ કરનાર માણસ ખરાબ થાય નહીં અને કાલે કરી મોક્ષ પામેજ. ॥ ૪ ॥ ભોગ અને મોક્ષ એ બ-

એની ઈચ્છા હોય તો કર્મે કરીને શિવનું પૂજન કરવું અને એમ કરવાથી ભોગને અંતે મોક્ષ મળે છે. ॥ ૫ ॥ ઘણું કરીને વિષયની ઈચ્છા મુકીદેવાને કોઈ પણ સમર્થ નથી એટલા માટે કર્મે કરીને શિવપૂજન કરે તો તે પૂજન પણ મનુષ્યોના મનોરથને પૂરેછે. ॥ ૬ ॥ આ ખોટા સંસારમાં પણ ઘણા દિવસ સુધી સુખ ભોગવી મરણ થયા પછી જેઓને મુક્તિની ઈચ્છા હોય તેઓને વાસ્તે એજ ધર્મ કહેલ છે. ॥ ૭ ॥ લોકમાં સદાકાળ શિવનું પૂજન સ્વર્ગ અને મોક્ષને આપેછે, તેમાં પણ પ્રદોષ વગેરે ગુણવાળા સોમવારના દિવસનું પૂજન વિશેષ ફળ આપેછે. ॥ ૮ ॥ એકલા સોમવારે પણ જેઓ શિવપૂજન કરે તેઓને આ લોક અને પરલોકમાં કાંઈ પણ ' દુર્લભ રહેતું નથી. ॥ ૯ ॥ ઉપવાસ કરી પવિત્ર થઈ જિતેંદ્રિય રહી સોમવારને દિવસ વેદના અથવા પુરાણના મંત્રથી વિધિસહિત શિવપૂજન કરવું. ॥ ૧૦ ॥ બ્રહ્મચારી, ગૃહસ્થ, કન્યા, સૌભાગ્યવતી કે વીધવા સ્ત્રી પણ શિવપૂજન કરવાથી મન ગમતું સુખ પામે છે. ॥ ૧૧ ॥ આ વિષયમાં પણ સાંભળનારને ગમે એવી કથા કહું છું કે જે સાંભળવાથી મુક્તિ મળે અને સદાશિવની ભક્તિ થાય. ॥ ૧૨ ॥ આર્યાવર્ત્ત દેશમાં ચિત્રવર્મા નામનો કોઈ રાજા હતો. તે ધર્મનું ધારણ કરનાર, પાપીઓને યમરૂપ ॥ ૧૩ ॥ ધર્મની મર્યાદાઓનું રક્ષણ કરનાર, અવળે માર્ગે ચાલનારાઓને શિક્ષા કરનાર, સઘળા યજ્ઞોને કરનાર, શરણ ઈચ્છનારાઓનું રક્ષણ કરનાર, ॥ ૧૪ ॥ સઘળા પુણ્યોને કરનાર, સર્વ સમૃધિઓનો દેનાર, શત્રુઓને જીતનાર અને શિવ તથા વિષ્ણુનો ભકત હતો. ॥ ૧૫ ॥ તે રાજાને પતિવ્રતા સ્ત્રીઓમાં મહા પરાક્રમી પુત્રો થયા અને ઘણા દિવસથી ઈચ્છેલી એક સુંદર દીકરી પણ આવી. ॥ ૧૬ ॥ સારાં ભાગ્યે દીકરી આવી તેથી હિમાલયનો જેમ પાર્વતી જન્મ્યાથી મનોરથ પૂર્ણ થયો હતો તેમ રાજાનો મનોરથ પૂર્ણ થયો અને એ રાજા

પોતાને દેવતા બરાબર માનવા લાગ્યો. ॥ ૧૭ ॥ એ રાજાએ એક દિવસ સ્ત્રીઓના લક્ષણને જાણનારા પવિત્ર ઉત્તમ બ્રાહ્મણોને બોલાવી હરખથી કન્યાનું ભવિષ્ય ફલ પુછ્યું. ॥ ૧૮ ॥ તેઓ-માંથી મોટો વિદ્વાન એક બ્રાહ્મણ બોલ્યોકે-હે રાજા! આ તમારી સીમંતિની નામની કન્યા ॥ ૧૯ ॥ પાર્વતીના જેવી સૌભાગ્ય-વાળી, દમયંતી જેવી રૂપાળી, સરસ્વતીના જેવી કલા જાણનારી, લક્ષ્મીના જેવી ગુણવાન, ॥ ૨૦ ॥ અદિતિના જેવી સારી પ્રજા-વાળી, સીતા જેવી પતિવ્રતા, સુર્યની કાંતિ જેવી પ્રકાશતી, અને ચાંદનીની પેઠે લોકોને ગમે એવી થશે. ॥ ૨૧ ॥ દશ હજાર વર્ષ સુધી પતિનું સુખ ભોગવી, આઠ દીકરા જણી અંતે મોક્ષ પામશે. ॥ ૨૨ ॥ એ બ્રાહ્મણને રાજાએ ઘણું ધન આપ્યું અને તેની વાણીરૂપી અમૃતથી તેને મોટો સંતોષ થયો. ॥ ૨૩ ॥ પછી ધીર-જવાન અને ઘણી કાંતિવાળો બીજો બ્રાહ્મણ બોલ્યો કે આ કુંવરી ચઊદમે વર્ષે વિધવા થશે. ॥ ૨૪ ॥ એ તેનું વજ્ર પડવા જેવું કઠણ વચન સાંભળી રાજા બેઘડીવાર તો ચિંતાથી વ્યાકુલ થઈ ગયો. ॥ ૨૫ ॥ પછી સર્વે બ્રાહ્મણોને રજા દઈ ભાવી હશે તે ખરૂં એમ ધારી તેણે ચિંતા મુકી દીધી. ॥ ૨૬ ॥ તે સીમંતીનીએ પણ પોતે બાલક મટીને જુવાન થઈ ત્યારે પોતાની સખીના કેહેવાથી પોતાનું વિધવાપણું થનારૂં જાણી, ॥ ૨૭ ॥ અત્યંત ખેદ પામી, વિચાર કરીને યાજ્ઞવલ્ક્ય મુનિની સ્ત્રી મૈત્રેયીને પુછ્યું કે- ॥ ૨૮ ॥ હે મા! ભયથી વ્યાકુલ થઈને તમારા ચરણને શરણે આવી છું માટે જેથી સૌભાગ્ય વધે એવા કર્મનો મને ઉપદેશ કરો. ॥ ૨૯ ॥ ત્યારે મૈત્રેયી બોલ્યાં કે-હે પુત્રિ! શિવ અને પાર્વતીનું શરણ લે. ॥ ૩૦ ॥ સોમવારને દિવસ યોગ્ય રીતે શિવ અને પાર્વતીની પૂજા કર; ઉપવાસ કરી, નાહી, સ્વચ્છ વસ્ત્ર પેહેરી, ॥ ૩૧ ॥ મૌન રાખી, નિશ્ચલ મનથી યથાયોગ્ય પૂજા કરી, બ્રાહ્મણોને જમાડી શિવને પ્રસન્ન કર. ॥ ૩૨ ॥ અભિષેક કરવાથી પાપનો ક્ષય;

પીઠનું પૂજન કરવાથી ચક્રવર્તીપણું; ચંદન, પુષ્પ અને અક્ષત ચડાવવાથી સઘળું સૌભાગ્ય સુખ; ॥ ૩૩ ॥ ધૂપ કરવાથી સુગંધિપણું; દીવો કરવાથી કાંતિ; નૈવેદ્ય ધરવાથી મોટું ભાગ્ય; પાન ધરવાથી લક્ષ્મી; ॥ ૩૪ ॥ અને નમસ્કાર કરવાથી ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ મળેછે. આઠ મોટી સિદ્ધિ મળવાનું કારણ પણ જપજ છે. ॥ ૩૫ ॥ હોમ કરવાથી સર્વ સુખ અને સંન્યાસીઓને જમાડવાથી સર્વ દેવતાઓની કૃપા થાયછે. ॥ ૩૬ ॥ એ પ્રમાણે સોમવારને દિવસ શિવપાર્વતીનું આરાધન કરવાથી મોટું કષ્ટ આવ્યું હશે તેને પણ તરી જાઈશ. ॥ ૩૭ ॥ ભયંકર કરતાં પણ ભયંકર એવો મોટો ક્લેશ અને મોટો ભય પણ શિવપૂજનના પ્રભાવથી મટશે. ॥ ૩૮ ॥ એ પ્રણાણે સીમંતિનીને ઉપદેશ કરી મૈત્રેયી ગયાં અને સીમંતિનીએ પણ તેમજ કરવા માડયું. ॥ ૩૯ ॥ નલ રાજાને દમયંતી નામની સ્ત્રીમાં ઈંદ્રસેન નામનો પુત્ર થયો હતો. તેનો ચંદ્રમાજેવો ચંદ્રાંગદ નામનો પુત્ર હતો. ॥ ૪૦ ॥ ચિત્રવર્મા રાજાએ એ રાજકુમારને બોલાવી ગુરૂની આજ્ઞાથી તેને પોતાની કુંવરી સીમંતિની દીધી. ॥ ૪૧ ॥ તેના વિવાહમાં મોટો ઉત્સવ થયો કે જેમાં સર્વે રાજાઓનો મોટો મેલાવડો થયો હતો. ॥ ૪૨ ॥ સીમંતિનીને પરણી ભાગ્યશાલી ચંદ્રાંગદ કેટલાક મહીના સુધી સાસરેજ રહ્યો હતો. ॥ ૪૩ ॥ એક દિવસ એ રાજકુમાર યમુનાજીને ઊતરવા વાસ્તે કેટલાક મિત્રોની સાથે રમતથી વાહાણમાં બેઠો. ॥ ૪૪ ॥ વાહાણ પાણીમાં ચાલતાં દૈવયોગથી પાણીની ચકરીમાં આવી જવાથી નાખવાઓ સહિત ડૂબી ગયું. ॥ ૪૫ ॥ યમુનાજીના બન્ને કાંટાપર જેનારા સર્વે લોકો મોટો હાહાકાર કરવા લાગ્યા અને તે કોલાહલ સ્વર્ગસુધી પોહોંચી ગયો. ॥ ૪૬ ॥ કેટલાએક ડૂબતાંજ મરી ગયા અને કેટલાએક ઝૂડના પેટમાં ગયા. ચંદ્રાંગદ વગેરે કેટલાએક તો પાણીમાં દેખવામાંજ ન આવ્યા. ॥ ૪૭ ॥ એ વાત સાંભળી

અત્યંત વિકાલ થએલો ચિત્રવર્મા રાજા યમુનાજીને કાંઠે આવી મૂર્છા પામી ગયો. ॥ ૪૮ ॥ રાણીઓ પણ મૂર્છીત થઈ ગઈ. સીમંતિની પણ તે વાત સાંભળી મૂર્છા ખાઈ ધરતીપર પડી ગઈ. ॥ ૪૯ ॥ બીજા પણ મંત્રિ, નાયક અને ગોર વગેરે શોકથી વિકાલ થઈ, મોવાળા છૂટ મુકી વિલાપ કરવા લાગ્યા. ॥ ૫૦ ॥ ઇંદ્રસેન રાજા પણ દીકરાની એ વાત સાંભળી દુઃખથી રાણીઓ સહિત મૂર્છીત થઈને પડ્યો. ॥ ૫૧ ॥ તેના મંત્રીઓ, શેહેરના લોકો અને દેશના લોકો પણ બાલક ઘરડા અને સ્ત્રીઓશીએ શોકથી વિકાલ થઈ વિલાપ કરવા લાગ્યા. ॥ ૫૨ ॥ શોકથી કેટલાએક છાતી અને કેટલાએક માથું કુટવા લાગ્યા. ॥ ૫૩ ॥ હે રાજપુત્ર ! હે બાપ ! ક્યાં છો ? એમ કહીને રોવા લાગ્યા. ॥ ૫૩ ॥ એ પ્રમાણે ઇંદ્રસેનનું અને ચિત્રવર્માનું એ બન્ને શેહેર શોકથી વ્યાકુલ થઈ રહ્યાં. ॥ ૫૪ ॥ પછી ઘરડાઓએ ધીરજ આપેલા ચિત્રવર્મા રાજાએ ધીરે ધીરે ગામમાં આવી દીકરીની સાંત્વના કરી. ॥ ૫૫ ॥ અને ડૂબી મરેલા જમાઈની સઘળી ઉત્તરક્રિયા તેના ભાયાતો આવ્યા હતા તેઓની પાસે કરાવી. ॥ ૫૬ ॥ સીમંતિનીએ પતિ પછવાડે સતી થવાનું મન કર્યું પણ બાપે સ્નેહથી ના પાડતાં વિધવાપણે રહી. ॥ ૫૭ ॥ તોપણ મૈત્રીયીએ બતાવેલું સોમવારનું શુભ વ્રત તેણે મુક્યું નહીં. ॥ ૫૮ ॥ એ પ્રમાણે ચઊદમે વર્ષે મોટું દુઃખ પામીને શિવના ચરણારવિંદનું ધ્યાન કરતાં કરતાં તેને ત્રણ વર્ષ નીકળી ગયાં. ॥ ૫૯ ॥ પુત્રના શોકથી જાણે ઘેલો થઈ ગયો હોય એવા ઇંદ્રસેન રાજા ઉપર બલાત્કાર કરી તેના શૂરા ભાયાતોએ તેનું રાજ્ય લઈ લીધું. ॥ ૬૦ ॥ અને તે અપુત્ર રાજાને તેની રાણિઓ સહિત પકડીને બંદીખાને નાખ્યો. ॥ ૬૧ ॥ યમુનાજીના પાણીમાં ડૂબેલો તેનો દીકરો ચંદ્રાંગદ નીચે ઊતરતો જતો હતો ત્યાં તેણે નાગની સ્ત્રીઓને દીઠી. ॥ ૬૨ ॥ પાણીમાં રમત કરતી તે નાગ લોકની સ્ત્રીઓ પણ તે રાજકુમારને

જોઈ વિસ્મય પામી તેને પાતાલમાં સર્પના ગામમાં લઈ ગઈ. ॥ ૬૩ ॥ રાજકુમાર અતિ અદ્દ્ભુત અને રમણીય એવા તક્ષક નાગના પુરમાં ગયો. ॥ ૬૪ ॥ ત્યાં ઈંદ્રના ઘર જેવું, મોટા રત્નોની કિરણોથી શોભતું, ॥ ૬૫ ॥ હીરા અને વૈદૂર્ય મણિ વગેરેના સેંકડો મેહેલવાળું, માણકના દરવાજા અને બારણાંવાળું, મોતીની માળાઓથી શોભાયમાન, ॥ ૬૬ ॥ ચંદ્રકાંત મણિની જગ્યાઓવાળું, સોનાના દ્વાર અને કમાડવાળું, અને લાખો કરોડો મણિરૂપ દીવાઓથી શોભતું એક ઘર જોવામાં આવ્યું. ॥ ૬૭ ॥ તે ઘરમાં સભાની વચમાં રત્નના સિંહાન ઉપર બેઠેલ નાગના રાજા, સેંકડો ફણોથી શોભિત, ॥ ૬૮ ॥ દેવતાઈ વસ્ત્રવાળા, કાંતિ વાળા, રત્નના કુંડલથી શોભતા, અનેક રત્નવાળા મુકટની કાંતિથી રંગાએલ, ॥ ૬૯ ॥ ફણોમાં મણિવાળા વિચિત્ર રત્નોથી શોભિત અને હાથ જોડી ઉભેલા અસંખ્યાત નાગો જેની સેવા કરેછે એવા ॥ ૭૦ ॥ તક્ષક નાગને દીઠા. રૂપ, જુવાની, મધુરતા, વિલાસ અને ચાલથી શોભતી હજારો નાગ કન્યાઓ એ તક્ષક નાગને વીંટીને ઊભી હતી. ॥ ૭૧ ॥ તેઓ દેવતાઈ ઘરેણાં અને ચંદનથી શોભતી હતી. કાલાગ્નિ જેવો પ્રતાપ અને સૂર્યના જેવું તેમનું તેજ હતું. ॥ ૭૨ ॥ તેના તેજથી અંજાઈ ગએલો રાજકુમાર ચંદ્રાંગદ તેમને જોઈ સભામાં પ્રમાણ કરી હાથ જોડી ઊભો રહ્યા. ॥ ૭૩ ॥ એ રૂપાળા રાજકુમારને જોઈને તક્ષક નાગે નાગણીઓને પુછ્યું કે—આ કોણ છે? અને શામાટે અંહીં આવ્યો છે? ॥ ૭૪ ॥ નાગણીઓએ કહ્યું કે—યમુનાજીના પાણીમાં દૈવઈચ્છાથી આ માણસને જોઈને તમારી પાસે આણ્યોછે, એના કુલની કે નામની ખબર નથી. ॥ ૭૫ ॥ પછી તક્ષકનાગે તું કોનો દીકરો છો? કોણ છો? કયા દેશનો છો અને કેમ આવ્યો છો? એમ પુછવાથી ॥ ૭૬ ॥ ચંદ્રાંગદ બોલ્યો કે—પૃથ્વી ઉપર મગધ (નિષધ) નામનો એક દેશ છે તેમાં મોટા યશવાળા નલરાજાનું રાજ્ય હતું. ॥ ૭૭ ॥ એ રાજા

પવિત્ર કીર્તિવાળા, દમયંતી રાણીના પતિ અને ઉત્તમ હતા; તેના બલવાન પુત્રનું નામ ઈંદ્રસેન છે. ॥ ૭૮ ॥ તેનો કુંવર હું નામે ચંદ્રાંગદ છું. તે નવો પરણીને સાસરે રેહેતાં યમુનાજીના પાણીમાં વિહાર કરવા ગયો હતો ત્યાં દૈવયોગથી ડૂબી જતાં ॥ ૭૯ ॥ આ નાગણીઓ મને તમારી પાસે લાવીછે. જન્માંતરના પુણ્યોને લીધે તમારા ચરણારવિંદનું દર્શન થવાથી ॥ ૮૦ ॥ આજ હું ધન્ય થયો છું અને મારાં માબાપ પણ કૃતાર્થ થયાં કેમકે તમે કરૂણાથી મારી સામું જોયું અને બોલાવ્યો. ॥ ૮૧ ॥ સૂત કેહે છે કે—એ પ્રમાણે ઉત્તમ, કોમલ અને ધીરજ ભરેલું તેનું બોલવું સાંભળી તક્ષક નાગ ખુશીથી ફરીવાર બોલ્યા કે— ॥ ૮૨ ॥ હે રાજકુમાર! બીશોમાં, ધીરજ રાખજો. સઘળા દેવતાઓમાં તમે ક્યા દેવનું સદા૦ પૂજન કરોછો? ॥ ૮૩ ॥ રાજકુમાર બોલ્યો કે—સર્વ દેવતાઓમાં જે મહાદેવ કેહેવાયછે તે પરમેશ્વર પાર્વતીના પતિ સદાશિવની અમે પૂજા કરીએ છીએ. ॥ ૮૪ ॥ જેના તેજના અંશથી અને રજોગુણથી બનેલા બ્રહ્માએ જગત્ રચ્યુંછે તે મહાદેવને અમે પૂજિએ છીએ. ॥ ૮૫ ॥ જેના અંશથી અને દિવ્ય સત્વગુણથી બનેલા વિષ્ણુ જગતનું પાલન કરેછે તે શિવને અમે પૂજિએ છીએ. ॥ ૮૬ ॥ અને જેના તમોગુણવાળા અંશથી બનેલા પ્રળયના અગ્નિ જેવા રૂદ્ર અંતે જગતનો સંહાર કરેછે તે સદાશિવને અમે પૂજિએ છીએ. ॥ ૮૭ ॥ જે વિધાતાના પણ વિધાતા, કારણનું પણ કારણ અને તેજનું પણ મોટું તેજ છે તે શિવ અમારૂં મોટું શરણ છે. ॥ ૮૮ ॥ અગ્નિમાં, પૃથ્વીમાં, વાયુમાં, જલમાં અને આકાશમાં જે રહેછે તે વિશ્વેશ્વરને અમે પૂજિએ છીએ. ॥ ૮૯ ॥ જે સર્વ પ્રાણીઓના સાક્ષી, સ્વરૂપમાં રહેલ અને લેપરહિત છે અને લોક જેની ઈચ્છાને વશ છે તે શિવને અમે પૂજિએ છીએ. ॥ ૯૦ ॥ એક, આદિપુરૂષ, ગુણના વિકારથી ભિન્ન ભિન્ન લાગતા અને નિત્ય એવા જે સદાશિવને કેટલાએ

જીવ કેહેછે, કેટલાએક ત્રણ અવસ્થાના સાક્ષી કેહેછે અને કેટલા-એક કૂટસ્થ ( અવિચલ ) કેહેછે તે શિવ અમારૂં શરણછે. ॥ ૯૧ ॥ ચેતનરૂપ, વિચારમાં ન આવે એવા, અપાર તેજવાળા, જડ પદાર્થથી જુદા અને સ્વરૂપમાંજ રેહેલ એવા જે શિવને મન, વચન અને ઈંદ્રિયો જાણી શકતાં નથી તે શિવને અમે પૂજિએ છીએ. ॥ ૯૨ ॥ સત્પુરૂષો, જેની કૃપાને પામ્યા પછી ઈંદ્રની ઉત્તમ પદવીને પણ ઈચ્છતા નથી અને કર્મબંધન તથા કાલચક્રમાંથી નીકળી નિર્ભય થઈને કહેછે તે શિવ અમારૂં શરણછે, ॥ ૯૩ ॥ જેનું સ્મરણ નીચમાં નીચ માણસોના પણ સર્વ પાપ અને રોગને મટાડેછે અને જેના અખંડ સ્વરૂપને વેદ પણ શોધ્યા કરેછે તે શિવને અમે નિરંતર પૂજિએ છીએ. ॥ ૯૪ ॥ ગંગાજી જેના મસ્તકમાં રહ્યાંછે, પાર્વતી જેના સ્ત્રીછે અને તક્ષક તથા વાસુકિનાગ જેનાં કુંડલછે તે અરધા ચંદ્રમાના મુકુટવાળા સદાશિવ અમારૂં શરણછે. ॥ ૯૫ ॥ જેના ચરણારવિંદને વેદ ગાયછે, જેની મૂર્ત્તિ યોગીઓના હૃદયમાં છે અને જેની કીર્ત્તિ સર્વ લોકથી પણ વધારેછે એવા, અને સંસારમાં નહીં બંધાએલા સદાશિવને અમે પૂજિએછીએ. ॥ ૯૬ ॥ સૂત કેહેછે કે–એ પ્રમાણે તેનું બોલવું સાંભળી સદાશિવમાં જેને ભક્તિ વધીછે એવા તક્ષક નાગે તે રાજકુમારને કહ્યું કે– ॥ ૯૭ ॥ હે મોટા રાજાના પુત્ર ! તું બાલક છતાં પણ સદાશિવના પરમ તત્વને જાણેછે એટલા માટે હું તને પ્રસન્ન થયોછું. ॥ ૯૮ ॥ આ રત્નમય લોક, આ રૂપાળી સ્ત્રીઓ, આ સઘળા કલ્પવૃક્ષો અને આ અમૃતથી ભરેલી વાવ્યો તૈયાર છે. ॥ ૯૯ ॥ અંહીં મૃત્યુની બીક, ઘઢપણ કે રોગની પીડા નથી, માટે અહીંજ મનગમતા વિહાર કર અને જેવા જોઈએ તેવા ભોગ ભોગવ. ॥ ૧૦૦ ॥ એ પ્રમાણે તક્ષક નાગ બોલતાં તે મોટી બુદ્ધિવાળો રાજકુમાર, હાથ જોડી પ્રીતિથી બોલ્યો કે– ॥ ૧૦૧ ॥ હું પરણેલો છું. મારી સ્ત્રી પતિવ્રતા તથા નિરંતર શિવપૂજનમાં

તત્પરછે. અને મારાં માબાપને હું એકજ દીકરો છું. ॥ ૧૦૨ ॥ એ સઘળાં આજ મને મુવો જાણી મોટા શોકથી ઘણું કરીને મરી-ગયાં હશે અથવા દૈવયોગથી જીવતાં પણ હોય. ॥ ૧૦૩ ॥ એટલા માટે મારે અંહીં કોઈ રીતે ઘણા દિવસ રહેવું ન જોઈએ તેથી દયા કરી તેજ લોકમાં મને પોહોંચાડો. ॥ ૧૦૪ ॥ તે રાજકુમાર એ પ્રમાણે બોલતાં તેને કલ્પવૃક્ષમાંથી પેદા થએલાં ઉત્તમ અને વિચિત્ર અન્ન, ચંદન, વસ્ત્ર, માળા, રત્ન, અને દેવતાઈ ઘરેણાંથી શણ્ગી કરી ॥ ૧૦૫ ॥ અને અનેક પ્રકારના ભોગથી સંતોષ પમાડી તક્ષકનાગે ફરીવાર કહ્યુંકે જ્યારે જ્યારે તમે મને યાદ કરશો ત્યારે ત્યારે હું તમારી પાસે આવીશ. ॥ ૧૦૬ ॥ વળી એ રાજકુમારને તક્ષકનાગે ઈચ્છામાં આવે ત્યાં જનાર અને સર્વ દ્વીપ, સમુદ્ર તથા લોકોમાં ક્યાં અટકે નહીં એવો ઘોડો આપ્યો. ॥ ૧૦૭ ॥ રત્નના ઘરેણાં વાળો એક રાક્ષસ, દેવતાઈ ઘરેણાં, લુગડાં ॥ ૧૦૮ ॥ અને સહા-યતા કરવા વાસ્તે એક નાગકુમારને પણ સાથે આપીને જવાની રજા દીધી. ॥ ૧૦૯ ॥ પછી ચંદ્રાંગદ એ સઘળું ધન લઈ, તે ઘોડાપર બેસી અને રાક્ષસ તથા નાગકુમારને સાથે લઈ નીકળ્યો. ॥ ૧૧૦ ॥ જરાવારમાં તે યમુનાજીના પાણીમાંથીજ બાહાર ની-કળી, દેવતાઈ ઘોડા ઉપર બેસી સુંદર કાંઠા ઉપર ફરવા લાગ્યો. ॥ ૧૧૧ ॥ એ સમયમાં તે પતિવ્રતા સીમંતિની પણ સખીઓને સાથે લઈ ત્યાં નાહાવા આવી હતી. ॥ ૧૧૨ ॥ તેણે નદીને કાંઠે ફરતો તે રાજકુમારને દીઠો કે જેની સાથે મનુષ્યરૂપે એક રાક્ષસ અને એક નાગકુમાર પણ હતો. ॥ ૧૧૩ ॥ દિવ્ય રત્નથી અને દિવ્ય ફૂલથી શણગારેલો અને જેના શરીરની સુગંધી દશ યોજનમાં ફેલાઈ હતી એવો ॥ ૧૧૪ ॥ એ નવીન રૂપવાળો રાજકુમાર દેવતાઈ ઘોડા ઉપર બેસી ફરતો હતો તેને જોઈ સીમંતિની જાણે જડ, ઘેલી અને બીનેલી હોય તેમ તેના ઉપર નજર કરી ઊભી રહી. ॥ ૧૧૫ ॥ આને આગળ દીઠો છે એમ સ્મરણ કરતા તે

રાજકુમારે ગળામાં ઘરેણાં અને કંઠસૂત્ર વિનાની, ॥ ૧૧૬ ॥
વગર ગુંથેલા ચોટલાવાળી, ચંદનના લેપન વગરની, આંજણ વગર
લુખી આંખવાળી, દુબળી અને શોકથી રાંક થએલી ॥ ૧૧૭ ॥
એવી સીમંતિનીને જોઈ, ઘોડા ઉપરથી ઊતરી, નદીને કાંઠે બેસી
તેને બોલાવીને પુછ્યું કે– ॥ ૧૧૮ ॥ તું કોણ છો? કોની સ્ત્રી છો?
કોની દીકરી છો? અને બાલકપણામાંજ તને આ મોટા શોકની
નીશાની કેમ જોવામાં આવે છે? ॥ ૧૧૯ ॥ એ પ્રમાણે તેણે
સ્નેહથી પુછતાં જેનો આંખમાં આસું ભરાઈ આવ્યાં એવી સીમં-
તિની વાત કેહેવામાં લજાણી ત્યારે તેની સખીએ વાત કરી કે–
॥ ૧૨૦ ॥ આ સીમંતિની, મગધ (નિષધ) દેશના રાજાના કુંવર
ચંદ્રાંગદની સ્ત્રી અને મિત્રવર્મા રાજાની દીકરી છે. ॥ ૧૨૧ ॥
આનો પતિ દૈવયોગથી આ ઊંડા પાણીમાં ડુબી મુવો તેને લીધે
આ વિધવા થઈ દુઃખથી સોસાઈ ગઈ છે. ॥ ૧૨૨ ॥ રોતાં રોતાં
ત્રણ વર્ષ કાહાડયાં છે અને આજ સોમવાર હોવાથી અંહીં નાહાવા
આવી છે. ॥ ૧૨૩ ॥ આના સસરાનું રાજ્ય પણ શત્રુઓએ
લઈ લીધું છે અને તેને બલાત્કારથી પકડી સ્ત્રી સહિત કેદ કરી
તેઓએ પોતાના સ્વાધીનમાં રાખ્યો છે. ॥ ૧૨૪ ॥ તોપણ
સારા આચારવાળી અને નિર્મલ મનવાળી આ સીમંતિની સોમવાર-
ને દિવસ પરમ ભક્તિથી શિવપાર્વતીની પૂજા કરે છે. ॥ ૧૨૫ ॥
સૂત કહે છે કે–એ પ્રમાણે સખીના મોહોડાથી સઘળી વાત કેહેવ-
રાવી; પછી સીમંતિનીએ પોતેજ એ રાજકુમારને પુછ્યું કે– ॥ ૧૨૬ ॥
કામદેવ જેવા સ્વરૂપવાન! તમે કોણ છો? આ તમારા પડખામાં
બે જણ કોણ છે? દેવ છો? રાજા છો? સિદ્ધ છો? ગંધર્વ છો? સર્પ
છો? કે કિંનર છો? ॥ ૧૨૭ ॥ જાણે કોઈ સ્નેહી હોય તેમ મારી
ખબર શામાટે પુછો છો? મારૂં ખરાબ આચરણ તમે જાણ્યું છે
કે મને ક્યાં દીઠી છે? ॥ ૧૨૮ ॥ મેં ક્યાં દીઠેલો જાણે સ્વજન
હોય એમ જણાઓ છો, માટે મારીપાસે સઘળી ખરી વાત કેહેજો.

કેમકે સત્પુરૂષોમાં સત્ય ઘણું મજબુત હોય છે. ॥ ૧૨૯ ॥ એટલું બોલી ત્યાં તે રાજકુમારીને આંસુ આવી જતાં રોવા લાગી, મૂર્છા પામીને ધરતીપર પડી ગઈ. સખીઓએ વીંટી લીધી. બીજું કાંઈ બોલી શકી નહીં. ॥ ૧૩૦ ॥ ચંદ્રાંગદ પ્યારીનું સઘળા શોકનું કારણ સાંભળી શોકથી વ્યાકુલ થઈને બે ઘડીવાર તો ચૂપ થઈ ગયો. ॥ ૧૩૧ ॥ પછી ઘણાં ઘણાં વચનોથી પ્યારીની સાંત્વના કરીને 'અમે ઈચ્છામાં આવે ત્યાં જનારા સિદ્ધ નામના દેવ છીએ' એટલું બોલ્યો. ॥ ૧૩૨ ॥ પછી પરાણે ખેંચી લઈને હાથ ઝાલવાથી બીનેલી અને જેના સઘળાં અંગોમાં રૂવાણાં ઉભાં થઈ ગયાં એવી સીમંતિનીને તેણે કાનમાં કહ્યું કે- ॥ ૧૩૩ ॥ હે રૂડા મોઢાવાળી! કોઈ લોકમાં મેં તારા પતિને દીઠો છે તે તારૂં પતિવ્રતાપણું જોવાથી રાજી થઈને તુરતજ આવશે ॥ ૧૩૪ ॥ અને નક્કી બે ત્રણ દિવસમાં તારા શોકને મટાડશે; એ વાત કેહેવાસારૂ હું આવ્યો છું. હું તારા પતિનો મિત્ર છું. ॥ ૧૩૫ ॥ શિવના ચરણના સોગંદ ખાઈનેં કહું છું કે એ વાતમાં સંદેહ નથી. ત્યાં સુધી આ વાત તારા મનમાંજ રાખજે, કયાં ઉઘાડી કરીશ માં. ॥ ૧૩૬ ॥ એ તેનું અમૃતની સેંકડો ધારા કરતાં પણ અધિક મીઠું વચન સાંભળી સંભ્રમથી જેની આંખો પ્રફુલ્લિત થઈ એવી સીમંતિની તેની સામુંજ વારંવાર જોવા લાગી. ॥ ૧૩૭ ॥ પ્રેમના બંધનથી અનુકૂલ અને રસાયન જેવું તેનું મીઠું વચન, રૂડા વિલાસ સહિત સુંદર કટાક્ષથી જોવું, ॥ ૧૩૮ ॥ પોતાનો હાથ અડવાથી જેનાં રૂવાણાં ઊભાં થઈ ગયાં એવું તેનું શરીર, આગળ દીઠેલાં તેના અંગના અને સ્વર વગેરેનાં લક્ષણો, ॥ ૧૩૯ ॥ અવસ્થાનું પ્રમાણ અને શરીરનો વર્ણ, એ સઘળાંની પરિક્ષા કરીને તર્ક કરવા લાગી કે નક્કી આજ મારો પતિ છે, બીજો ન હોય. ॥ ૧૪૦ ॥ પ્રેમથી પરવશ થએલું મારૂં મન આમાંજ લાગુંછે. આવા સ્વરૂપવાળો પરલોકમાંથી કેમ આવે? ॥ ૧૪૧ ॥ હું કે જેનાં ભાગ્ય

મંદ છે તેને સુવેલા પતિનું દર્શન કેમ થાય? આ સ્વપ્ન છે? ના, ના, સ્વપ્ન તો નહીં, આ ભ્રાંતિ છે? ના, ના, ભ્રાંતિ તો નહીં. ॥ ૧૪૨ ॥ આ કોઈ ધુતારો હશે? યક્ષ હશે? ગંધર્વ હશે? અથવા મૈત્રીયીએ મને કહ્યું છે કે મોટા સંકટમાં આવી પડ તોપણ ॥ ૧૪૩ ॥ આ વ્રત કરજે, તેનું ફલ હશે? જે બ્રાહ્મણે મારૂં દશ હજાર વર્ષ સુધીનું સૌભાગ્ય કહ્યું છે ॥ ૧૪૪ ॥ તેનું વચન સત્ય હોવું જોઈએ; પણ ઈશ્વર વિના કોને ખબર પડે? રોજરોજ શુકન તો સારાં જોવામાં આવેછે. ॥ ૧૪૫ ॥ શંકર પ્રસન્ન થાય ત્યારે મનુષ્યોને શી વસ્તુ દુર્લભ છે? એ પ્રમાણે ઘણા પ્રકારના વિચાર કરી જેનો સંશય મૃટચો છે એવી ॥ ૧૪૬ ॥ અને લાજથી મોઢું નીચું કરીને ઊભેલી તે સીમંતિનીને તેણે બીજું પ્રયોજન કાનમાં કહ્યું કે–અમે શોકથી પીડાએલા અમારાં માબાપને આ વાત કેહેવા માટે ॥ ૧૪૭ ॥ જઈએ છીએ. તારૂં કલ્યાણ થાઓ, તને તુરત પતિ મળશે. એ પ્રમાણે કહી તે રાજકુમાર ઘોડાપર બેસી ત્યાંથી ચાલ્યો. ॥ ૧૪૮ ॥ તે રાક્ષસ અને નાગપુત્રની સાથે ક્ષણ માત્રમા પોતાને દેશ પોહોંચ્યો. ગામના બગીચા પાસે ઊતરી તે નાગપુત્રને ॥ ૧૪૯ ॥ રાજ્યાસનપર ચડી બેઠેલા પોતાના ભાયાતો પાસે મોકલ્યો. તેણે જઈને તે સઘળાઓને કહ્યું કે 'ઈંદ્ર-સેનને છોડી દીઓ. ॥ ૧૫૦ ॥ ઈંદ્રસેનનો કુંવર ચંદ્રાંગદ, નાગ લોકમાંથી આવ્યો છે માટે તમો કાંઈ પણ વિચાર કરયા વગર રાજ્યાસન મુકી દીઓ. ॥ ૧૫૧ ॥ નહીંતર ચંદ્રાંગદના બાણ તમારા પ્રાણ લઈ જશે. યમુનાજીના પાણીમાં ડૂબી ગયો હતો ત્યાંથી તક્ષક નાગને ઘેર જઈ ॥ ૧૫૨ ॥ તેની સહાયતા મેળ-વીને પાછો અહીં આવ્યોછે'; એ પ્રમાણે નાગપુત્રનું બોલવું સાંભ-ળીને તે સઘળા શત્રુઓ ॥ ૧૫૩ ॥ 'સારૂં થયું, સારૂં થયું,' એમ સંભ્રમથી કેહેવા લાગ્યા અને ઈંદ્રસેનને તેનો ગએલો પુત્ર આવ-વાની ખબર જલદી આપી, રાજી કરી, રાજ્ય સોંપી દઈ બીવા

લાગ્યા. ॥ ૧૫૪ ॥ પછી શેહેરના સર્વે લોકોએ બગીચામાં ચંદ્રાંગદને જોઈ રાજાને વધામણી દીધી એટલે રાજાએ તેઓને ઘણું ધન આપ્યું. ॥ ૧૫૫ ॥ દીકરાને આવેલા જાણી જેને આનંદનાં આંસુ આવી ગયાં એવા રાજાને અને તેની રાણીને મોટા આનંદ થવાથી શરીરનું પણ ભાન ન રહ્યું. ॥ ૧૫૬ ॥ પછી શેહેરના સર્વે લોકો, વૃદ્ધ મંત્રીઓ અને ગુરૂઓ તે રાજકુમારને સામા જઈ રાજાપાસે તેડી આવ્યા. ॥ ૧૫૭ ॥ મોટા ઉત્સવથી પોતાને ઘેર આવી જેને આનંદનાં આંસુ આવ્યાં એવા રાજકુમાર માબાપને પગે લાગ્યો. ॥ ૧૫૮ ॥ આનંદમાં ડૂબેલા રાજાને થોડીક વારતો ચંદ્રાંગદ પગમાં પડયાની ખબરજ નપડી. પછી કારભારીઓના કેહેવા ઉપરથી જાણી, પુત્રને ઊઠાડી, પ્રેમરસથી ભીજએલા હૃદયથી તેનું આલિંગન કરચું. ॥ ૧૫૯ ॥ ચંદ્રાંગદે સ્નેહથી વિન્હલ થએલી માતાઓને નમસ્કાર કરતાં તેઓએ આશિર્વાદ દીધા અને આલિંગન કર્યું. પછી તેણે શેહેરના સઘળા લોકોને યથા યોગ્ય માન દીધું. ॥ ૧૬૦ ॥ સઘળાઓની વચમાં બેસી પોતાની સઘળી વાત અને તક્ષકનાગની સાથે મિત્રતા થયાની હકીકત પિતા પાસે કહી દેખાડી. ॥ ૧૬૧ ॥ તેમજ તક્ષકે આપેલા અને રાક્ષસે ઉપાડીને આણેલા તે સર્વે રત્ન વગેરે ધનના ઢગલા પિતાને આપ્યા. ॥ ૧૬૨ ॥ દીકરાનું ચરિત્ર જોઈ અને સાંભળીને વિસ્મિત થએલા રાજાએ તે સઘળું શંકરના પૂજનથી થએલું, વહ્મું સૌભાગ્ય માન્યું. ॥ ૧૬૩ ॥ નિષધ દેશના રાજા ઈંદ્રસેને પોતાનાં માણસ મોકલી ચિત્રવર્મા રાજાને એ આનંદની ખબર આપી. ॥ ૧૬૪ ॥ ચિત્રવર્મા તો એ અમૃત જેવી વાત સાંભળીને સંભ્રમથી ઊઠી અને એ દૂતોને ઘણું ધન આપી આનંદથી નાચવા લાગ્યો. ॥ ૧૬૫ ॥ પછી આનંદના આંસુથી જેની આંખો ભરાઈ ગઈ એવા ચિત્રવર્માએ કુંવરીને બોલાવી તેનું આલિંગન કરી, વિધવાપણાંના લક્ષણો મુકાવીને ઘરેણાં વગેરેથી શણગારી.

॥ ૧૬૬ ॥ દેશ ગામ અને શેહેર વગેરેમાં મોટો ઉત્સવ થઈ રહ્યો. અને સીમંતિનીના શુભ આચારનાં સર્વે લોકોમાં વખાણ થવા લાગ્યાં. ॥ ૧૬૭ ॥ પછી ચિત્રવર્મા રાજાએ ચંદ્રાંગદને બોલાવી વિધિપ્રમાણે કુંવરીનો બીજી વાર વિવાહ કરયો. ॥ ૧૬૮ ॥ ચંદ્રાંગદે પણ તક્ષકના ઘરથી આણેલાં અને મનુષ્યોને ન મળે એવાં રત્ન વગેરેથી પોતાની સ્ત્રીને શણગારી. ॥ ૧૬૯ ॥ દેવતાઈ અને તપાવેલા સોનાની પેઠે શોભતા ચંદનથી, સોના સરખા રંગવાળી અને ન કરમાય એવી કલ્પવૃક્ષના ફૂલની માળાથી ॥ ૧૭૦ ॥ અને ચાળીસ ગાઉ સુધી ફેલાય એવી તેની સુગંધીથી તે શણગારેલી સીમંતિની શોભવા લાગી. ॥ ૧૭૧ ॥ એ પ્રમાણે ચંદ્રાંગદ, સારા મુહૂર્તમાં સીમંતિનીને પરણી સસરાની રજા લઈ પાછો પોતાની નગરીમાં ગયો. ॥ ૧૭૨ ॥ ઈંદ્રસેન રાજા પણ પછી એ ચંદ્રાંગદને પોતાના આસનપર બેસાડી, તપથી શિવની આરાધના કરી મોક્ષ પામ્યો. ॥ ૧૭૩ ॥ ચંદ્રાંગદ રાજાએ પોતાની સ્ત્રી સીમંતિનીની સાથે દશ હજાર વર્ષ સુધી અનેક વિષય ભોગવ્યા. ॥ ૧૭૪ ॥ પતિ સાથે આનંદ ભોગવતી અને સદા શિવપૂજન કરતી સીમંતિનીને આઠ દીકરા અને એક રૂડા મોહોડાવાળી દીકરી આવી. ॥ ૧૭૫ ॥ મેં આ વિચિત્ર આખ્યાન કહ્યું અને હવે પણ સોમવારના વ્રતનુંજ માહાત્મ્ય કહું છું. ॥ ૧૭૬ ॥ એવી રીતે સ્કંદ પુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો सोमवार व्रत वर्णन એવા નામનો આઠમો અધ્યાય પુરો થયો. ૮ છ છ છ

---

## ॥ अध्याय नवमो ॥

ઋષિઓએ પુછયું કે—હે ભાગ્યશાલી સૂત ! તમે ઉત્તમ આખ્યાન કહ્યું તે બહુ ઠીક કરયું. હવે બીજું પણ વિચિત્ર આખ્યાન કહો. ॥ ૧ ॥ સૂત બોલ્યા કે—પૂર્વે વિદર્ભ દેશમાં વેદ તથા શાસ્ત્રના

અર્થને જાણનારો અને બુદ્ધિમાન વેદમિત્ર નામનો ઉત્તમ બ્રાહ્મણ હતો. ॥ ૨ ॥ સારસ્વત નામનો તેનો એક બીજો બ્રાહ્મણ સખા હતો. એ બે જણા પરમ સ્નેહી અને એક દેશમાં રેહેતા હતા. ॥ ૩ ॥ વેદમિત્રનો સુમેધા નામનો પુત્ર હતો અને સારસ્વતનો સામવાન્ નામનો પુત્ર હતો. ॥ ૪ ॥ એ બે બાલકોનાં અવસ્થા, વેષ, સ્થિતિ, અને વિદ્યા સરખાં હતાં અને જનોઈ પણ સાથેજ દેવાયાં હતાં. ॥ ૫ ॥ અંગ સહિત વેદ, તર્ક, વ્યાકરણ, ઈતિહાસ, પુરાણ અને સઘળાં ધર્મશાસ્ત્રો ભણીને ॥ ૬ ॥ સર્વ વિદ્યાઓમાં કુશલ થયેલા અને બાલકપણામાંજ બુદ્ધિમાન એવા તે બન્નૈ બાલકો સઘળા ગુણથી માબાપને આનંદ દેવા લાગ્યા. ॥ ૭ ॥ એક દિવસ સોળ વરસના અને રૂપાળા એ બન્ને બાલકોને બોલાવી તેમના પિતાઓએ કહ્યું કે- ॥ ૮ ॥ હે પુત્રો ! તમે બેજણા બાલપણામાંજ ભણ્યા છો અને તેજસ્વી છો. આ તમારે પરણવાનો સમય પણ સાથેજ આવ્યો છે. ॥ ૯ ॥ માટે આ વિદર્ભ દેશના રાજાને પોતાની વિદ્યાથી રાજી કરી તેની પાસેથી ઘણું ધન મેળવી તમે વિવાહનું કરો. ॥ ૧૦ ॥ એ પ્રમાણે કેહેવાથી તે બન્ને બ્રાહ્મણના પુત્રો એ વિદર્ભ દેશના રાજાપાસે આવી પોતાના ગુણથી તેને પ્રસન્ન કર્યો. ॥ ૧૧ ॥ રાજાને વિદ્યાથી રાજી થયો જાણી બન્નેએ માગ્યું કે અમે નિર્ધન છીએ અને પરણવાની તૈયારી છે માટે ધનની સગવડ થવી જોઈએ. ॥ ૧૨ ॥ એઓની વાત સાંભળી વિદર્ભ દેશાનો રાજા લોકની રીતિ જાણવાની ઈચ્છાથી હસીને બોલ્યો કે- ॥ ૧૩ ॥ 'નિષધ દેશના રાજાની સ્ત્રી સીમંતિની સોમવારને દિવસે ઉમામહેશ્વરની પૂજા કરે છે. ॥ ૧૪ ॥ અને તે દિવસે સહુ સહુની સ્ત્રીઓ સહિત વિદ્વાન બ્રાહ્મણોને ભક્તિભાવથી પૂજીને ઘણું ધન આપે છે. ॥ ૧૫ ॥ માટે તમારામાંથી એક જણ સુંદર સ્ત્રીનો વેષ ધરીને અને બીજો તેનો પતિ થઈને બરાબર વહુવર બનો. ॥ ૧૬ ॥ પછી સીમંતિનીને ઘેર જઈ, જમી, ઘણું ધન લઈ પાછા

મારી પાસે આવો. ॥ ૧૭ ॥ એ પ્રમાણે રાજાએ કેહેતાં એ બાલકો બંને બોલ્યા કે—એ કામ કરવામાં અમને મોટી બીક લાગે છે. ॥ ૧૮ ॥ દેવતા, ગુરૂ, માબાપ, અને રાજા પાસે જે માણસ મૂર્ખ બનીને કપટ કરે તે પરિવાર સહિત તુરત નાશ પામે. ॥ ૧૯ ॥ પુરૂષ, રાજાઓના જનાનામાં કપટથી કેમ પેશી શકે? કારણ કે છાનું રાખતાં પણ કોક દિવસ છતું થઈ જાય. ॥ ૨૦ ॥ શીલ, આચાર અને શાસ્ત્ર સાંભળવા વગેરેથી જે ગુણો પ્રથમ મેળવ્યા હોય તે પણ કપટને માર્ગે ચાલવાથી તુરત નાશ પામી જાય. ॥ ૨૧ ॥ જે માણસો કપટના માર્ગમાં ચાલે તેઓમાં પાપ, નિંદા, ભય અને વેર એ ચાર વાનાં હમેશ રેહેજ છે. ॥ ૨૨ ॥ માટે સારા આચારવાળા અને સારા કુલમાં જન્મેલા અમો ધુતારાઓને રસ્તે કદી પણ ચાલશું નહીં. ॥ ૨૩ ॥ રાજા બોલ્યો કે—દેવતા, ગુરૂ, માબાપ અને રાજાની આજ્ઞા માનવીજ જોઈએ તેમાં કદી ના કહેવાય નહીં. ॥ ૨૪ ॥ એઓ સારી અથવા નરસી જે આજ્ઞા કરે તે પ્રમાણે સમજુ અને પોતાનું સારૂં ઈચ્છનારા માણસે વગર ગફલતે કરવુંજ જોઈએ. ॥ ૨૫ ॥ તો અમે રાજા છીએ અને તમે પ્રજા છો માટે મારી આજ્ઞા પ્રમાણે ચાલશો તોજ સારૂં છે, નહીં તર ખરાબી થશે. ॥ ૨૬ ॥ માટે જલદી તમે મારા હુકમ પ્રમાણે કરો. એ પ્રમાણે રાજાએ કેહેવાથી બીકને લીધે તે બન્ને જણાએ તેમ કરવાની હા પાડી. ॥ ૨૭ ॥ પછી રાજાએ સારસ્વતના દીકરા સામવાનને વસ્ત્ર, ઘેરણાં અને આંજણ આંજવા વગેરેથી સ્ત્રી રૂપ કર્યો. ॥ ૨૮ ॥ કાનનાં ઘરેણાં પેહેરાવી, ચંદનનું લેપન કરી અને સારી રીતે આંજણ આંજી સ્ત્રીનો બનાવટી વેષ ધરચો તેથી અને તે સામવાન રૂપાળો હોવાથી જાણે કોઈ ઉત્તમ સ્ત્રી હોય તેવો તુરત જણાવા લાગ્યો. ॥ ૨૯ ॥ એ પ્રમાણે બન્નેજણ રાજાની આજ્ઞાથી સ્ત્રી પુરૂષ બની જે થાવું હોય તે ભલે થાય એમ ધારી નિષધદેશમાં ગયા. ॥ ૩૦ ॥ સોમવારને દિવસ રાજદ્વારમાં આવ્યા અને ત્યાં

સ્ત્રીસહિત બીજા બ્રાહ્મણોની સાથે સત્કાર પામી પગ ધોઈ બેઠા. ॥ ૩૧ ॥ સીમંતિની રાણીએ સારા આસનોપર બેસી ગએલાં સઘળાં જોડાંઓની દરએકની પૂજા કરી. ॥ ૩૨ ॥ એ આવેલા બે બ્રાહ્મણના છોકરાઓને સીમંતિની બનાવટનું જોડું છે એમ જાણી ગઈ તોપણ થોડુંક હસીને તેણે તેઓને ઉમામહેશ્વરજ માન્યાં. ॥ ૩૩ ॥ બ્રાહ્મણોમાં સદાશિવનું આવાહન કરી તેઓની સ્ત્રીઓમાં જગદંબાનું આવાહ્ન કર્યું. ॥ ૩૪ ॥ સુગંધિ ચંદન, ફૂલ, ધૂપ અને આરતીથી બ્રાહ્મણોને સાવધાનપણે નમસ્કાર કર્યા. ॥ ૩૫ ॥ સોનાના પાત્રોમાં ઘી, સાકર અને મધસહિત દુધપાક, સારાં સારાં શાક, ॥ ૩૬ ॥ સુગંધિ શાળના ભાત, મનને ગમે એવા લાડુ અને પુડલાના ઢગલા, સુવાળી લાફશી, ખીચડી, અડદનાં વડા, ॥ ૩૭ ॥ બીજાંપણ અસંખ્યાત ભક્ષ્યભોજ્ય, સુગંધિ અને મીઠી દાળો તેમજ ટાઢાં પાણી, ॥ ૩૮ ॥ એ સઘળું અને વળી સુંદર દઈભાત ભક્તિભાવથી પીરસીને બ્રાહ્મણોને રાજી કર્યા. ॥ ૩૯ ॥ બ્રાહ્મણોએ જમીને મછણ લીધા પછી સીમંતિનીએ તેઓને પ્રણામ કરી, પાનબીડાં, દક્ષિણા, ॥ ૪૦ ॥ ગાયો, સોનું, લુગડાં, રત્નની માળાઓ અને ઘરેણાં આપી ફરીવાર નમસ્કાર કરી રજા દીધી. ॥ ૪૧ ॥ એ બે છોકરાઓમાંથી એકને પાર્વતી માની પૂજ્યો હતો. અને બીજાને મહાદેવ માની પૂજ્યો હતો. એ બન્નેજણા સીમંતિનીએ રજા દેવાથી ત્યાંથી ચાલ્યા. ॥ ૪૨ ॥ પેલી સ્ત્રી તો પોતાનું પુરૂષપણું ભૂલી જઈ તેજ બ્રાહ્મણમાં આશક થઈ, મદ અને કામદેવથી પરવશ થઈ બોલી કે— ॥ ૪૩ ॥ હે મોટી આંખોવાળા અને રૂપાળા પતિ! ઊભા રહો, ઊભા રહો! ક્યાં જાઓ છો. હું પ્યારી છું તે સામું કેમ જોતા નથી? ॥ ૪૪ ॥ આ આગળ ફૂલઝાડવાળું સુંદર વન છે તેમાં તમારી સાથે મનગમતી રીતે વિહાર કરવાને ઈચ્છું છું. ॥ ૪૫ ॥ આગળ જતો બ્રાહ્મણનો છોકરો તો તેનું એવું બોલવું સાંભળી તે મશ્કરી કરતો હશે એમ ધારી પ્રથમની પેઠેજ ચાલવા લાગ્યો. ॥ ૪૬ ॥

ત્યાં ફરીવાર પણ તે સ્ત્રી બોલી કે ઊભા રહો! ઊભા રહો! કયાં જશો? હું કામદેવથી ઘણી પીડાઉં છું માટે મને મળીને ॥ ૪૭ ॥ આલિંગન કરો. તમારૂં અધરામૃત પીવા દીઓ. કામદેવના બાણની પીડાને લીધે અંહીંથી હું ચાલી શકતી નથી. ॥ ૪૮ ॥ એ પ્રમાણે નવાઈની વાત સાંભળી શક પામેલો તે સુમેધા તેને પાછળથી આવતી જોઈ તુરત વિસ્મય પામી ગયો કે ॥ ૪૯ ॥ કમલસરખાં નેત્રવાળી, પુષ્ટ અને ઊંચા સ્તનવાળી, પેટે પાતળી, મોટા કટિપશ્ચાદ્ભાગવાળી અને નવા કુંપળીઆની પેઠે કુંણી આ કોણ હશે? ॥ ૫૦ ॥ એજ મારો મિત્ર સ્ત્રી થઈ ગયો કે શું? એની પાસે જઈને સઘળી વાત પુછું, એમ વિચારી તે બોલ્યો કે- ॥ ૫૧ ॥ અરે મિત્ર! રૂપ અને ગુણ વગેરેથી તું નવતર જેવો કેમ લાગેછે? સ્ત્રીની પેઠેજ વ્યાકુલ થઈને નવાઈ જેવી વાત કેમ બોલેછે ॥ ૫૨ ॥ તું સારસ્વતનો દીકરો, વેદપુરાણને જાણનાર, બ્રહ્મચારી, જિતેંદ્રિય અને શાંત થઈને આવું કેમ બોલવા લાગ્યોછે? ॥ ૫૩ ॥ એ પ્રમાણે સુમેધાએ પુછતાં તે બોલી કે-હે સ્વામી! હું પુરૂષ નથી. હું તો સારસ્વતની દીકરી અને તમારી પ્યારી છું. ॥ ૫૪ ॥ હે કાંત! તમને કાંઈ સંશય રેહે તો મારાં અંગ જુવો. એમ બોલતાં સુમેધાએ રસ્તામાં કોઈ ન જાણે તેમ એનું શરીર તપાસ્યું. ॥ ૫૫ ॥ ત્યાં સાચેસાચા ચોટલાવાળી, પેડુ અને સ્તનથી શોભતી અને વળી રૂપાળી જોઈને સુમેધા કામદેવથી કાંઈક વ્યાકુલ થઈ ગયો. ॥ ૫૬ ॥ પણ ધીરજથી પાછું મનને સ્થિર કરી તે વિદ્વાન સુમેધા વિસ્મયમાં પડી જઈ જરાવાર તો કાંઈ ન બોલ્યો. ॥ ૫૭ ॥ ત્યાં પેલી સ્ત્રી બોલી કે-તમારો સંદેહ મટ્યો હોય તો હવે આવીને મારી સાથે રતિ કરો. આ વન પરસ્ત્રીસાથે રંગ ભોગ કરવાને લાયક છે તે તમે જુવો. ॥ ૫૮ ॥ સુમેધા બોલ્યો-કે એવું બોલમાં. મદોન્મત્ત થઈને મર્યાદા તોડવી ન જોઈએ. આપણે બે શાસ્ત્રના અર્થ જાણનાર છીએ તેમાંથી તું આવું કેમ બોલેછે? ॥ ૫૯ ॥ આ વ્યભિચાર કરવો એ શું શાસ્ત્ર-

ભણવાને, વિવેકને અને કુલને યોગ્યછે? ॥ ૬૦ ॥ તું સ્ત્રી નથી પણ વિદ્વાન પુરૂષ છો. તું તારૂં સ્વરૂપ વિચારીજે. આપણે હાથે કરીને આ અનર્થ કરયોછે. ॥ ૬૧ ॥ આપણા માબાપને ઠગી ધુતારા રાજાના કેહેવાથી અયોગ્ય કામ કરચું તેનું આ ફલ ભોગવીએ છીએ. ॥ ૬૨ ॥ સઘળું અયોગ્ય કામ મનુષ્યના કલ્યાણનો નાશ કરેછે એ વાત સિદ્ધ થઈ; કે જેથી તું વિદ્વાન બ્રાહ્મણ છતાં અધમ સ્ત્રીપણું પામ્યો. ॥ ૬૩ ॥ રસ્તો મુકીને જે માણસ વગડામાં જાય તેને કાંટા વાગે અને ફાડીખાનાર જાનવરો પણ પીડા કરે. ॥ ૬૪ ॥ એવો વિવેક રાખી તું ચૂપ થઈને ઘર ચાલ્યો આવ. દેવ અને બ્રાહ્મણોની કૃપાથી તારૂં સ્ત્રીપણું મટી જશે. ॥ ૬૫ ॥ અથવા દૈવયોગથી જો આ પ્રમાણેજ રેહે તો તારો બાપ પરણાવે એટલે તું મારી સાથે રમણ કરજે. ॥ ૬૬ ॥ અહો! આ આશ્ચર્ય, દુઃખ અને મોટું પાપ થયું. શિવપૂજન કરવાનો સીમંતિનીનો આ મોટો પ્રભાવ આપણે જોયો. ॥ ૬૭ ॥ એ પ્રમાણે કહ્યું તોપણ રતિનેવાસ્તે વિહ્વલ થએલી તે સ્ત્રીએ બલાત્કારથી તેનું આલિંગન કરચું અને હોઠનું ચુંબન કરચું. ॥ ૬૮ ॥ તેણે એ પ્રમાણે દબાવ્યો તોપણ તે સુમેધાએ એ નવી સ્ત્રીને માંડમાંડ ઘેર લાવી ત્યાં સઘળી વાત કહી દેખાડી. ॥ ૬૯ ॥ એ વાત સાંભળી તે બન્નેના બાપ શોકથી વિહ્વલ થઈ, ક્રોધને લીધે એ બન્ને છોકરાઓને સાથે લઈ વિદર્ભદેશના રાજાની પાસે આવ્યા. ॥ ૭૦ ॥ ત્યાં સારસ્વત બ્રાહ્મણે એ ધુતારા રાજાને કહ્યું કે હે રાજા! તારી આજ્ઞામાં બંધાવાથી આ મારા દીકરાના સંસ્કાર થયા તે તું જો. ॥ ૭૧ ॥ આ બેજણાએ તારી આજ્ઞા માનીને ભુંડું કામ કરચું તેમાં મારા પુત્રને સ્ત્રી થઈ જવા રૂપી નેષ્ટ ફલ ભોગવવું પડેછે. ॥ ૭૨ ॥ આજ મારો વંશ ગયો. પૂર્વજો નિરાશ થયા. જેને પુત્ર ન હોય તેને પછવાડે પિંડદાન વગેરે ક્રિયા નહીં થવાથી તેને સારા લોકની પ્રાપ્તિ થાય નહીં. ॥ ૭૩ ॥ શિખા, જનોઈ, મૃગચર્મ, મુંઝની મેખલા, દંડ અને કમંડલુ, એ સઘળી બ્રહ્મચર્યની નીશાનીઓ મુકી દઈ આ

દીકરો આ દશા પામ્યો. ॥ ૭૪ ॥ હે રાજા! જનોઈ, ગાયત્રી, સ્નાન, સંધ્યા, જપ અને પૂજન મુકીને સ્ત્રીપણું પામ્યો તેની હવે શી ગતિ થશે? ॥ ૭૫ ॥ તેં મારો વંશ કાહાડયો. અને વેદમાર્ગનો નાશ કરયો. એ મારો એકજ દીકરો હતો તો હવે મારી શી ગતિ થશે? ॥ ૭૬ ॥ એ પ્રમાણે સારસ્વતનું બોલવું સાંભળી તે રાજા સીમંતિનીના પ્રભાવથી વિસ્મય પામ્યો. ॥ ૭૭ ॥ પછી તે રાજાએ સઘળા મોટા ઋષિઓને બોલાવી પ્રસન્ન કરી, તે છોકરો પાછો પુરૂષ થાય એવી તેઓની પ્રાર્થના કરી. ॥ ૭૮ ॥ ઋષિઓ બોલ્યા કે શિવ, પાર્વતી અને તેમના ભક્તોએ જે કરયું હોય તેને ફેરવવા કોની શક્તિ છે? ॥ ૭૯ ॥ પછી ભરદ્વાજ મુનિના કેહેવાથી તે રાજા, ભરદ્વાજ મુનિ, એ બે બ્રાહ્મણો અને તેઓના બે પુત્રોને સાથે લઈ ॥ ૮૦ ॥ અંબાજીના મંદિરમાં આવી આકરા નિયમથી મધરાત ટાણે માતાજીની ઉપાસના કરવા લાગ્યો. ॥ ૮૧ ॥ ત્રણ રાતસુધી ઉપવાસ કરી, ધ્યાન ધરી પ્રણામ અને અનેક પ્રકારની સ્તુતિઓથી, શરણાગતની પીડા મટાડનારાં પાર્વતીને પ્રસન્ન કરયાં. ॥ ૮૨ ॥ માતાજીએ પ્રસન્ન થઈને એ ભક્ત રાજાને કરોડ ચંદ્રમા જેવું પોતાનું સ્વરૂપ દેખાડ્યું. ॥ ૮૩ ॥ માતાજીએ કહ્યું કે– તારી જે ઈચ્છા હોય તે માગી લે. રાજાએ માગ્યું કે કૃપા કરી આ બ્રાહ્મણના દીકરાને પુરૂષપણું આપો. ॥ ૮૪ ॥ માતાજી બોલ્યાં કે– મારા ભક્તોએ જે કામ કરયું હોય તે લાખોવર્ષે પણ ફેરવી શકાય નહીં. ॥ ૮૫ ॥. રાજા બોલ્યો કે– આ બ્રાહ્મણને એકજ એક દીકરો છે અને પ્રારબ્ધયોગે એનો વંશ જાયછે માટે દીકરાવિના તેને કેમ સુખ વળે? ॥ ૮૬ ॥ માતાજી બોલ્યાં કે– મારી કૃપાથી વિદ્યા તથા નમ્રતાવાળો, લાંબાં આયુષ્યવાળો અને નિર્મલ મનવાળો, આ બ્રાહ્મણને બીજો પુત્ર આવશે. ॥ ૮૭ ॥ એની સામવતી નામનો આ દીકરી સુમેધાની સ્ત્રી થઈને સુખ ભોગવશે. ॥ ૮૮ ॥ એટલું કહી માતાજી અંતર્ધાન થઈ ગયાં અને રાજા વગેરે તે સઘળાઓ તેમની આજ્ઞા.

પ્રમાણે ચાલ્યા. ॥ ૮૯ ॥ તે સારસ્વત બ્રાહ્મણને થોડાજ દિવસમાં માતાજીની કૃપાથી પેહેલા દીકરા કરતાં પણ સરસ એવો બીજો દીકરો આવ્યો. ॥ ૯૦ ॥ તે સામવતી નામની કન્યા સુમેધાને પરણાવી એટલે તે બન્નેજણાએ ઘણા કાલસુધી મોટું સુખ ભોગવ્યું. ॥ ૯૧ ॥ આ પ્રમાણે સદાશિવની ભક્ત સીમંતિની રાણીનો પ્રભાવ અને સદાશિવનો મહિમા પણ કહ્યો. ॥ ૯૨ ॥ ફરીવાર પણ સાંભળનારાઓને કલ્યાણ અને વિસ્મય આપનાર શિવભક્તોનો મહિમા સંક્ષેપથી કહુંછું. ॥ ૯૩ ॥ એ પ્રમાણે સ્કંદપુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો सीमंतिनी प्रभाव वर्णन એવા નામનો નવમો અધ્યાય પુરો થયો. ॥ ૯ ॥ છ છ છ. छ. છ.

---

## ॥ अध्याय दशमो ॥

સૂત કેહેછે કે-શિવે આપેલો મોક્ષ અને શિવની લીલા વિચિત્ર છે; તેમજ શિવભક્તોનો મહિમા પણ વિચિત્ર અને પાપનો નાશ કરનારછે. ॥ ૧ ॥ સ્વર્ગ અને મોક્ષનાં ખરા સાધન રૂપ શિવભક્તોના મહિમાનું વર્ણન કહુંછું. માળવામાં મંદર નામનો એક બ્રાહ્મણ હતો. ॥ ૨ ॥ તે વિષયમાં લંપટ, સ્ત્રીને વશ, ધનને સંચી રાખનાર, સંધ્યા સ્નાન વિનાનો અને ચંદન ફૂલ તથા વસ્ત્રો ઉપર પ્રીતિવાળો હતો. ॥ ૩ ॥ ખરાબ સ્ત્રીઓમાં લાગેલો અને અવલે માર્ગે ચાલનારો તે બ્રાહ્મણ પૂર્વના અજામિળની પેઠે પિંગલા નામની વેશ્યા સાથે રાતદિવસ રમણ કરતો હતો. ॥ ૪ ॥ જેની ઈંદ્રિયો વિષયમાં લાગી હતી એવો તે બ્રાહ્મણ એ વેશ્યાના ઘરમાંજ રેહેતો હતો ત્યાં ॥ ૫ ॥ ઋષભનામે કોઈ ધર્માત્મા શિવયોગી (અવધૂત) આવ્યા. તેમને જોઈ સાક્ષાત્ પોતાના પુણ્યરૂપ માની ॥ ૬ ॥ એ વેશ્યાએ અને એ બ્રાહ્મણે પૂજા કરી. દુશાલા પાથરેલા સારા આસન ઉપર બેસાડી, ॥ ૭ ॥ તેમનાં ચરણ ધોઈ તેનું

પવિત્ર જલ માથે ચડાવ્યું. પછી સારાં વચન, અર્ઘ, નમસ્કાર, ચંદન, ફૂલ અને અક્ષત વગેરે ॥ ૮ ॥ ઉપચારથી પૂજન કરી તેમને પ્રીતિથી જમાડયા. જમી રહ્યા પછી સુંદર પલંગપર ॥ ૯ ॥ બેસાડી પ્રીતિથી પાનબીડું આપ્યું અને સારા ભાગ્યે તેમના પગ ચાંપી ॥ ૧૦ ॥ ઘણીવાર સુધી સેવા કરી પ્રસન્ન કરયા. એપ્રમાણે મોટી કાંતિવાળા એ શિવયોગી ॥ ૧૧ ॥ એક રાત ત્યાં રહીને સ-વારમાં ચાલ્યા ગયા. પછી ઘણે કાલે તે બ્રાહ્મણ અને ॥ ૧૨ ॥ વેશ્યા મરી જતાં એ બ્રાહ્મણ કર્મયોગે દશાર્હ દેશના રાજા ॥ ૧૩ ॥ વજ્રબાહુની સ્ત્રી સુમતિના ગર્ભમાં આવ્યો. તે રાજાની પટરાણીને ગર્ભ રહેલો જોઈ ॥ ૧૪ ॥ શોકયોએ કપટથી તેને ઝેર દીધું. ઝેર ખવાયું તોપણ દૈવયોગથી તે મુઈ નહીં. ॥ ૧૫ ॥ પરંતુ મોત કરતાં પણ વધારે દુઃખ પામવા લાગી અને સમય થયો ત્યારે તેણે એક પુત્ર જણ્યો. ॥ ૧૬ ॥ તે સમયે પણ એ રાણીને ઘણું કષ્ટ્રાવું પડયું. ઝેરનો જેને સ્પર્શ થયો હતો એવો દશવાસાનો તે રાજકુમાર ॥ ૧૭ ॥ બહુ દુઃખી થવા લાગ્યો અને રાતદિવસ ચીસો નાખવા લાગ્યો. તેની માને પણ આખા શરીરમાં ધારાં પડી ગયાં. ॥ ૧૮ ॥ ઝેરની અસરથી બહુજ પીડાતાં રાજાએ કેટલાએક વૈદ્યોને બોલાવી ઓસડ કરયાં. ॥ ૧૯ ॥ અને બીજા પણ ઘણા ઉપાય કરયા તોપણ તે બન્ને સાજાં થયાં નહીં. ભારે પીડાને લીધે રાણીને રાતની ઊંઘ પણ આવતી નહીં. ॥ ૨૦ ॥ તેમ પોતાના કુંવરના દુઃખથી પણ હેરાન થઈ દુબળી થઈ ગઈ. એ પ્રમાણે કેટલાક મહીના કાહાડી રા-જાએ તે રાણી અને દીકરાને ॥ ૨૧ ॥ જીવતે મુવાં જોઈ વિચાર કરયો કે- આ સ્ત્રી અને દીકરો કોઈ નરકમાંથી અંહીં આવ્યાં છે. ॥ ૨૨ ॥ રોગ મટતો નથી, ચીસો નાખ્યા કરેછે, રાતનાં ઊંઘવા દેતાં નથી માટે આ પાપીઆંનો કાંઈ રસ્તો કરવો જોઈએ, કેમકે મરે એમ નથી અને જીવે એમ પણ નથી. ॥ ૨૩ ॥ એમ નિશ્ચય કરી બીજી રાણીઓ અને તેઓના દીકરાઓ ઉપર પ્રીતિ રાખતાં તે

રાજાએ સારથિને બોલાવી રથમાં બેસાડી તે બન્નેને દૂર કાહાડી મેલ્યાં. ॥ ૨૪ ॥ કોઈ ઉજડ વગડામાં સારથિએ મુકી દેવાથી બહુ દુઃખ પામ્યાં અને ભૂખ તરસથી વિવ્હલ થઈ ગયાં. ॥ ૨૫ ॥ પછી એ રાણી દીકરાને તેડી પગલે પગલે પડતી, નિસાસા મુકતી, પોતાના નશીબને ધિક્કારતી, બહુજ બીતી, ॥ ૨૬ ॥ ક્યાંક કાંટાથી વીંધાઈ જતી, ક્યાંક વાઘના અવાજથી બીતી, ક્યાંક સર્પોથી ત્રાસ પામતી, ॥ ૨૭ ॥ ક્યાંક પિશાચ, વૈતાલ અને બ્રહ્મરાક્ષસોથી પીડાતી, મોટાં ઝાડી ઝાંખરાઓમાં દોડતી, અને ગોખરૂ તથા પાણાથી દુઃખી થતી કેશ છુટા મુકી ફરવા લાગી. ॥ ૨૮ ॥ એપ્રમાણે ભયંકર વગડામાં ફરતાં ફરતાં દૈવયોગથી બળધ, ઘોડા અને મનુષ્યો ચાલતાં હતાં એવો એક ધોરી રસ્તો હાથ લાગ્યો. ॥ ૨૯ ॥ તે રસ્તે થઈ ઘણીં દાખડાથી દૂર જતાં ઘણાં માણસોવાળું એક વેપારીનું શેહેર જોવામાં આવ્યું. ॥ ૩૦ ॥ તે શેહેરનો માલેક અને રક્ષણ કરનાર એક પદ્માકર નામનોં જાણે બીજો કુબેર ભંડારી હોય એવો નાણાવાળો વાણીઓ હતો. ॥ ૩૧ ॥ એ વાણીઆના ઘરની કોઈએક દાસી છેટેથી એ રાણીને આવતી જોઈ તેની પાસે આવી. ॥ ૩૨ ॥ અત્યંત દુઃખી થએલી એ દીકરાવાળી રાણીની ખબર જાણી એ દાસી પોતાના શેઠ પાસે તેને તેડી ગઈ. ॥ ૩૩ ॥ રોગથી પીડાએલી અને દુઃખી દીકરાવાળી તે સ્ત્રીને જોઈ એકાંતમાં તેડી જઈ એ શેઠે તેને બધી વાત પુછી. ॥ ૩૪ ॥ સઘળી હકીકત જાણીં એ પદ્માકર શેઠે 'અરેરે અફસોસ છે' એમ કહી નિસાસો મુક્યો. ॥ ૩૫ ॥ પછી પોતાના ઘરની પાસે એક ખાનગી ઘરમાં તેને રાખી વસ્ત્ર, અન્નપાન અને ગાદલાં ગોદડાં આપી પોતાની માનીપેઠેજ બરદાસ કરવા માંડી. ॥ ૩૬ ॥ તે ઘરમાં સારા બંદોબસ્તથી રેહેતી એ રાણીને ઘારાં અને ક્ષય વગેરે રોગોની શાંતિ કેમે થઈ નહીં. ॥ ૩૭ ॥ ઘારાંઓથી પીડાએલા બાલકનેવાસ્તે વૈદ્યોએ ઘણા ઉપાય કર્યા તોપણ દૈવયોગથી કોઈની કારી નહીં લાગતાં કેટલેક દિવસે

તે મરી ગયો. ॥ ૩૮ ॥ દીકરો મરી જતાં મોટા શોકથી ઘેરાએલી તે રાણી વિલાપ કરવા લાગી કે—હે દીકરા! હે બાપ, હે મારા પ્રાણની રક્ષા કરનારા, ॥ ૩૯ ॥ હે રાજકુલમાં પુનમના ચંદ્રમારૂપ, હે મારા આનંદને વધારનારા, હે રાજકુમાર! આ અનાથ કંગાલ અને તુંજ જેનાં પ્રાણ અને બાંધવ છો એવી ॥ ૪૦ ॥ તારી માને મુકીને ક્યાં ગયો. એવી રીતે શોક અને ચિંતાને વધારનારાં રૂદનનાં વચનોથી ॥ ૪૧ ॥ વિલાપ કરતી એ રાણીની સાંત્વના પણ કોણ કરી શકે; પરંતુ એ સમયમાં તેના દુઃખ અને શોકના વૈદ્યરૂપ ॥ ૪૨ ॥ આગળ કેહેવાએલા ઋષભ નામના શિવયોગી ત્યાં આવ્યા. એ યોગીની તે મોટા શેઠે યથાયોગ્ય પૂજા કરી. ॥ ૪૩ ॥ પછી તે શોક કરતી રાણીની પાસે જઈ ઋષભયોગી બોલ્યા કે—હે દીકરી! અકસ્માત્ મૂઢબુદ્ધિ બનીને તું શામાટે રોયછે? ॥ ૪૪ ॥ કયા લોકમાં કોણ જન્મ્યો હતો અને હમણાં કોણ મુવો? આ બધા શરીર વગેરે પદાર્થો પાણીના ફીણ જેવા છે. ॥ ૪૫ ॥ ક્યાંક ભમણું થાયછે, ક્યાંક શાંતિ થાયછે અને ક્યાંક સ્થિતિ થાયછે: એટલા માટે આ ફીણ જેવો દેહ મરણ પામતાં ॥ ૪૬ ॥ શોકની જગાજ રેહેતી નથી; તેથી પંડિતો શોક કરતા નથી. સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણથી પ્રાણિઓ પેદા થાયછે અને પોતાના કર્મથી ભટકેછે; ॥ ૪૭ ॥ કાલથી ખેંચાયછે અને વાસનામાંજ રેહેછે. માયામાંથી સત્વ વગેરે ત્રણ ગુણ પેદા થાયછે. ॥ ૪૮ ॥ તે ગુણોથી તે તે ગુણો જેવા દેહ થાયછે અને તે દેહ સત્વગુણથી દેવતાપણું, રજોગુણથી મનુષ્યપણું, ॥ ૪૯ ॥ અને તમોગુણથી પશુપક્ષિપણું પામેછે. વાસના (પૂર્વજન્મના સંસ્કાર) ને અનુસરનારો પરવશ પ્રાણી આ ચાલતા સંસારમાં કર્મના બંધનને લીધે ॥ ૫૦ ॥ ધારી ન શકાય એવી સુખદુઃખરૂપ ગતિને વારંવાર પામેછે. કલ્પસુધી જીવનારા દેવતાઓને પણ દુઃખ આવેછે, ॥ ૫૧ ॥ ત્યારે અનેક રોગોથી બંધાએલા માણસોની તો શીજ વાત કરવી? કેટલાક કેહેછે કે કાલથી દેહ પેદા થાયછે,

॥ ૫૨ ॥ કેટલાએક કેહેછે છે કર્મથી પેદા થાયછે અને કેટલાએક ગુણથી પેદા થાયછે એમ પણ કેહેછે. એ પ્રમાણે કાલ, કર્મ અને ગુણનાવશ્યે આ દેહ મજમુ છે. ॥ ૫૩ ॥ આ પંચમહાભૂતનું પુતળું પેદા થએલું જોઈ સમજુ પુરૂષો રાજી યતા નથી અને મરણ પામેલું જોઈ શોક કરતા નથી. દેહ ક્યાંથી આવ્યો અને ક્યાં ગયો? એ ખબર પડતી નથી. ॥ ૫૪ ॥ ફક્ત વચલા કાળમાં પાણીના પરપોટા જેવો જોવામાં આવેછે. જ્યારથી ગર્ભમાં આવે ત્યારથીજ મોત સરજાઈ ચુક્યુંછે ॥ ૫૫ ॥ પછી દૈવયોગથી થોડાક દિવસ જીવે અથવા તરતજ મરી જાય. કેટલાએક ગર્ભમાંજ મરી જાયછે, કેટલાએક જન્મતાંજ મરી જાયછે, ॥ ૫૬ ॥ કેટલાક જુવાન થઈ મરેછે અને કેટલાએક ઘરડા થઈને મરેછે. જેવું પૂર્વનું કર્મ હોય તેવું શરીર આવેછે. ॥ ૫૭ ॥ અને તે પ્રમાણેજ સુખદુઃખ ભોગવવાં પડેછે. અજ્ઞાને પ્રેરેલા માબાપના સમાગમથી ॥ ૫૮ ॥ સ્ત્રી, પુરૂષ અથવા નપુંસક દેહ પેદા થાયછે. આયુષ્ય, સુખ, દુઃખ, પુણ્ય, પાપ, વિદ્યા અને ધન ॥ ૫૯ ॥ વિધાતાએ લલાટમાં લખ્યું હોય તે લઈને જીવ જન્મેછે. કર્મની અને કાલની ગતિ ટાળી ટળતી નથી. ॥ ૬૦ ॥ અને કોઈ પદાર્થો અવિચલ રેહેતા નથી માટે શોક કરવો યોગ્ય નથી. સ્વપ્ન, ઈંદ્રજાલ, ॥ ૬૧ ॥ અને શરદૃઋતુનાં વાદળાં સ્થિર રેહેતાં નથી તેમ દેહ પણ સ્થિર ક્યાં રેહેછે? તારા કરોડો જન્મ થઈ ગયા ॥ ૬૨ ॥ તેમાં કોની કોની દીકરી, કોની કોની મા અને કોની કોની સ્ત્રી થઈ હતી? ॥ ૬૩ ॥ આ દેહ પાંચ મહાભૂતથી બનેલો, ચામડી લોહી તથા માંસથી બંધાએલો, મેદ મજજા તથા હાડકાના ઢગલારૂપ અને વિષ્ટા મૂત્ર તથા કફનું ઠામ છે. ॥ ૬૪ ॥ દીકરાને પણ પોતાના શરીરથી પેદા થએલો મેલ જાણી શોક ન કરવો જોઈએ. ॥ ૬૫ ॥ જો કોઈ માણસ જતન કરતાં પણ મોતથી બચતો હોય તો પેહેલાના સઘળા ડાહ્યા પુરૂષો મરેજ કેમ? ॥ ૬૬ ॥ તપ, વિદ્યા,

બુદ્ધિ, મંત્ર, ઓસડ, કે રસાયનથી પણ કોઈ ડાહ્યો માણસ મોતથી બચતો નથી. ॥ ૬૭ ॥ હે રૂડા મોહોડાવાળી! એક જીવ આજ મરેછે તો બીજો કાલ મરેછે. માટે ખોટી વસ્તુમાં શોક કરવો જોઈએ નહીં. ॥ ૬૮ ॥ રોજ મોત પાસેજ ફર્યા કરેછે માટે પ્રાણિઓને સુખ ક્યાં છે તે તું કેહે. વાઘ સામો ઉભો હોય ત્યાં પશુને ખડ ગમેજ કેમ? ॥ ૬૯ ॥ એટલા માટે જન્મ અને જરાને જીતવાની ઈચ્છા હોય તો પાર્વતીના પતિ અને મૃત્યુને જીતનાર એવા સદાશિવનું શરણ લે. ॥ ૭૦ ॥ જ્યાં સુધી પ્રાણી શિવના ચરણારવિંદની શરણે જાય નહીં ત્યાં સુધી મોત, જન્મ અને જરાનાં બીક રેહેજ છે. ॥ ૭૧ ॥ આ અત્યંત દારૂણ સંસારમાં દુઃખ ભોગવીને જ્યારે મનમાં વૈરાગ્ય થાય ત્યારે શંકરનું ધ્યાન કરવું જોઈએ. । ૭૨ ॥ શિવના ધ્યાનરૂપી અમૃતને મનથી જે પીતો હોય તેને સંસારના વિષયરૂપી ઝેરમાં ફરીવાર લાલચ થાય નહીં. ॥ ૭૩ ॥ સર્વ સંગમાંથી છુટી મન જ્યારે વૈરાગ્યથી બંધાઈ શિવના ચરણમાં લાગે ત્યારે પાછો ભવનો ફેરો રેહેતો નથી. ॥ ૭૪ ॥ માટે શિવના ધ્યાનનુંજ મુખ્ય સાધન જે આ મન તેને શોકથી તથા મોહથી બગાડી નાખ માં અને સદાશિવનું ભજન કર. ॥ ૭૫ ॥ સૂત બોલ્યા કે- એ પ્રમાણે શિવયોગીએ સાંત્વના સહિત સમજાવેલી તે રાણી તે ગુરૂના ચરણારવિંદમાં પ્રણામ કરી બોલી કે- ॥ ૭૬ ॥ હે મહારાજ! મારો પુત્ર મરી ગયો. બંધુંઓએ તજી દીધેલી છું અને મહારોગથી વ્યાકુલ છું માટે મરણ વિના હવે મારી બીજી શી ગતિ છે? ॥ ૭૭ ॥ એટલા માટે આ બાલકભેળીજ મરવાને ઈચ્છું છું. અને આ સમયમાં તમારૂં દર્શન થયું તેથી કૃતાર્થ થઈછું. ॥ ૭૮ ॥ સૂત કેહે છે કે- એ પ્રમાણે તે બોલતાં દયાના ભંડારરૂપ તે શિવયોગી પૂર્વનો ઉપકાર યાદ કરી સુવેલા બાલકની પાસે આવ્યા. ॥ ૭૯ ॥ પછી શિવના મંત્રથી મંત્રેલી ભસ્મ લઈ તે બાલકના ફાટેલા મોહો-

ડામાં નાખી મુવાને જીવતો કરયો. ॥ ૮૦ ॥ જીવતો થએલો તે બાલક ધીરેથી નેત્ર ઉઘાડી આગળના જેવુંજ બલ પામી ધાવવા સારૂ રોવા લાગ્યો. ॥ ૮૧ ॥ મુવેલા બાલકને પાછો જીવતો થયો જોઈ વિસ્મિત થએલા સર્વ ગામના લોકો રાજી થયા. ॥ ૮૨ ॥ આનંદથી ભરપૂર થએલી અને વિહ્વલ તથા આંસુથી ભરાએલી આંખોવાળી રાણીએ જલદી પુત્રને તેડી લીધો. ॥ ૮૩ ॥ પુત્રનું આલિંગન કરી પરમ સુખ પામેલી રાણી જાણે પરિશ્રમથી ઉંઘી ગઈ હોય તેમ બેભાન થઈ ગઈ. ॥ ૮૪ ॥ વળી શિવયોગીએ ઝેરથી ઘારાં પડી ગએલાં તે માદીકરાનાં શરીરને ભસ્મ લગાવી. ॥૮૫॥ ભસ્મનો સ્પર્શ થવાથી તેઓનાં શરીર દિવ્ય અને દેવતાના જેવી કાંતિવાળાં થઈ રહ્યાં. ॥ ૮૬ ॥ પુણ્ય કરનારાંઓને સ્વર્ગનું રાજ્ય મળવાથી જે સુખ થાય તે કરતાં પણ સોગણું સુખ તે રાણીને થયું. ॥ ૮૭ ॥ પ્રીતિથી વિહ્વલ થએલા તે ઋષભ યોગીએ પગમાં પડેલી અને દુઃખથી છૂટેલી રાણીને ઊઠાડી આશ્વાસના કરી કહ્યું કે-॥૮૮॥ હે પુત્રિ! તું ચિરંજીવ રેહે! આ લોકમાં જ્યાંસુધી જીવીશ ત્યાંસુધીમ તને જરા અવસ્થા નહી આવે. ॥ ૮૯ ॥ આ તારો પુત્ર ભદ્રાયુ એવા નામથી જગતમાં પ્રખ્યાત થશે અને પોતાનું રાજ્ય પામશે. ॥ ૯૦ ॥ આ પુત્ર સારીપેઠે ભણે ત્યાંસુધી તું આ વાણીઆને ઘેરજ રેહેજે. ॥ ૯૧ ॥ સૂત કેહેછે કે- એ પ્રમાણે ઋષભયોગી તે રાજકુમારને ભસ્મના જોરથી જીવતો કરી પોતાની જ્યાં ઈચ્છા હતી ત્યાં ગયા. ॥ ૯૨ ॥ એ પ્રમાણે સ્કંદપુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો ભદ્રાયુ આખ્યાન નામનો દશમો અધ્યાય પુરો થયો. ॥ ૧૦ ॥ છ

---

## ॥ अध्याय अगीआरमो ॥

સૂત કેહેછે કે- આગળ જે મેં પિંગલા વેશ્યા કહી હતી તે મરણ પામીને શિવપૂજનના પુણ્યથી ॥ ૧ ॥ ચંદ્રાંગદ રાજાને ઘેર સીમં-

તિનીના પેટથી રૂપ, ઉદારતા અને ગુણવાળી કીર્તિમાલિની નામની કન્યા અવતરી હતી. ॥ ૨ ॥ રાજપુત્ર ભદ્રાયુ પણ ઊનાળામાંના સૂર્યનીપેઠે તે શેઠના ઘરમાંજ મોટો થયો. ॥ ૩ ॥ તે શેઠને પણ સુનય નામના એક સારો દીકરો હતો તે ભદ્રાયુનો મિત્ર થયો. ॥ ૪ ॥ અતીશય હેતવાળા, રૂપાળા અને રત્નનાં ઘરેણાંથી શોભતા એ બન્ને- જણા ॥ ૫ ॥ સર્વ વિદ્યાઓનો અભ્યાસ કરી ઊંચી કેળવણી પામ્યા. પછી રાજકુમારને સોળમું વર્ષ બેઠું ત્યારે ॥ ૬ ॥ તેજ ઋષભયોગી પાછા તેને ઘેર આવ્યા. રાણી અને રાજકુમારે એ શિવયોગીની ॥ ૭ ॥ વારંવાર પ્રણામ કરી પ્રીતિથી પૂજા કરી. પછી રાજી થ- એલા તે યોગી ॥ ૮ ॥ કરૂણાથી તે રાજકુમારને પુછવા લાગ્યા કે- તું અને તારી મા કુશલ છો? ॥ ૯ ॥ તેં સર્વ વિદ્યાઓનો અભ્યાસ કર્યો? તું વડીલની સેવામાં તત્પર રેહેછે? ॥ ૧૦ ॥ હું તારો પ્રાણદાતા ગુરૂછું તે તને યાદ છે? એ પ્રમાણે એ યોગી બોલતાં ન- મ્રતાવાળી રાણીએ ॥ ૧૧ ॥ પોતાના પુત્રને તેમના પગમાં નમાવી કહ્યું કે-હે ગુરૂ! આ તમારો પુત્ર છે અને તેને પ્રાણ આપનારા પિતા તમે છો. ॥ ૧૨ ॥ આપ કરૂણા કરી આને શિષ્ય કરો. બંધુઓએ તજી દીધેલો અને અનાથ છે તેનું પાલન કરો ॥ ૧૩ ॥ અને સત્- પુરૂષના માર્ગનો ઉપદેશ કરો. એ પ્રમાણે બોલી રાણીએ પ્રસન્ન કરેલા એ મહાબુદ્ધિમાન યોગીએ ॥ ૧૪ ॥ તે રાજકુમારને સુમા- ર્ગનો ઉપદેશ કર્યો. ઋષભ બોલ્યા કે વેદ, ધર્મશાસ્ત્ર અને પુરાણોમાં જે જુનો ધર્મ ॥ ૧૫ ॥ વર્ણાશ્રમ પ્રમાણે કહ્યો છે તેને હમેશ લો- કોએ સેવવો જોઈએ. હે પુત્ર! સત્પુરૂષને રસ્તે ચાલજે અને સારૂંજ આચરણ કરજે. ॥ ૧૬ ॥ દેવની આજ્ઞાનું ઉલ્લંઘન અને દેવનું અપમાન કરીશમાં; ગાઈ, દેવતા, ગુરૂ અને બ્રાહ્મણોની હમેશ ભક્તિ રાખજે. ॥ ૧૭ ॥ કોઈ ચાંડાલ પણ અતિથિ થઈને આવે તો તેને માન દેજે. પ્રાણને સંકટ આવી પડે તોપણ કદી સત્ય છોડીશમાં. ॥ ૧૮ ॥ ગાઈ બ્રાહ્મણોની રક્ષાને વાસ્તે કોઈ વખતે ખોટું બોલવું

પડે તોપણ બોલજે. પરાયું ધન, પરસ્ત્રી, દેવતા કે બ્રાહ્મણની વસ્તુ, ॥ ૧૯ ॥ અને જે વસ્તુ ન મળી શકે એવી હોય તેઓમાં તૃષ્ણા રાખજેમાં. સારી કથા, સારો આચાર, સારૂં વ્રત, સારૂં શાસ્ત્ર, ॥૨૦॥ અને ધર્મ વગેરેનું સંપાદન, એટલામાં નિરંતર તૃષ્ણા રાખજે. નાહાવું, જપ, હોમ, પાઠ, તર્પણ ॥ ૨૧ ॥ અને ગાઈ દેવતા તથા અતિથિની પૂજામાં આળસ રાખજેમાં. ક્રોધ, દ્વેષ, ભય, કપટ, ચાડી, ખોટી ખેંચ, ॥ ૨૨ ॥ કુટિલપણું, ઢોંગ અને ઉદ્વેગને જતન કરી મુકી દેજે. શિકાર, જુગાર, સ્ત્રી, સ્ત્રીઓમાં લંપટ થએલા પુરૂષો, ॥ ૨૩ ॥ અને અભિમાનીઓનો સંગ કરીશમાં. સુખિઆ સાથે મિત્રપણું અને દુઃખિઆ ઊપર દયા રાખજે. ॥ ૨૪ ॥ પુણ્યવાનને જોઈ સંતોષ અને પાપીને જોઈ ઉપેક્ષા કરજે. અતિ આહાર, અતિ ક્રોધ, અતિ નિદ્રા, અતિ પરિશ્રમ, ॥ ૨૫ ॥ અતિ ભાષણ અને અતિ ક્રીડાનો ત્યાગ કરજે. અતિ વિદ્યા, અતિ શ્રદ્ધા, અતિ પુણ્ય, અતિ સ્મરણ, ॥ ૨૬ ॥ અતિ ઉત્સાહ, અતિ પ્રખ્યાતિ અને અતિ ધીરજને સિદ્ધ કરજે. પોતાની સ્ત્રીઓપર કામના રાખજે. શત્રુઓ ઉપર ક્રોધ રાખજે. ॥ ૨૭ ॥ પુણ્યમાં લાભ રાખજે. અધર્મિની ઈર્ષ્યા કરજે. પાખંડ ઊપર દ્વેષ રાખજે અને સજ્જનો ઊપર પ્રીતિ રાખજે. ॥ ૨૮ ॥ કોઈ ખરાબ વાત સમજાવે તો સમજીશમાં. ચાડીઆની વાતો સાંભળવામાં બેહેરો થજે. ધુતારા, ક્રોધી, કપટી, ક્રૂર, જુગારી, ચપલ, ખલ, ॥ ૨૯ ॥ પતિત, નાસ્તિક અને કુટિલ માણસોનો દૂરથીજ ત્યાગ કરજે. કોઈના બહુ વખાણ કરીશમાં. સહુના મનની વાત જાણી જજે. ॥ ૩૦ ॥ ધન અને કુટુંબમાં અતિ પ્રીતિ રાખીશમાં. પતિવ્રતા સ્ત્રી, મા, સસરો, ॥ ૩૧ ॥ સત્પુરૂષ અને ગુરૂ એઓના વચનમાં હમેશ વિશ્વાસ રાખજે. શરીરના રક્ષણમાં તત્પર, સાવધાન અને મજબુત નિયમવાળો રેહેજે. ॥ ૩૨ ॥ કોઈ ચોર હોય તોપણ તેનો વિશ્વાસઘાત કરીશમાં. કારભારીઓની બીક રાખજે, સત્યમાંથી ચળીશમાં. ॥ ૩૩ ॥ અનાથ,

કંગાલ, વૃદ્ધ, સ્ત્રી, બાલક, અને નિર્દ્ધન એઓનું ધન, પ્રાણ, બુદ્ધિ, શક્તિ અને બલથી રક્ષણ કરજે. ॥ ૩૪ ॥ મારી નાખવા જેવો શત્રુ પણ શરણે આવે તો તેને મારીશમાં. કુપાત્ર, સુપાત્ર, નીચ કે મોટો, ॥ ૩૫ ॥ ગમે તે માણસ પણ જો માગે તો તેને માથું પણ દેજે. મોટું જતન કરીને પણ કીર્ત્તિજ મેળવજે ॥ ૩૬ ॥ કેમકે રાજા અને વિદ્વાનોનું કીર્ત્તિ એજ ઘરેણું છે. લક્ષ્મી અને પુણ્ય કીર્ત્તિથી થાયછે. ॥ ૩૭ ॥ ચંદ્રમા જેમ ચાંદનીથી શોભે તેમ લોક સારી કીર્ત્તિથી શોભેછે. હાથી, ઘોડા, સોનાનો ગંજ અને પર્વત જેવડો રત્નનો ઢગલો મળતો હોય તોપણ ॥ ૩૮ ॥ તેમાં અપકીર્ત્તિ થતી હોય તો તેને તરણાની પેઠે જલદી મુકી દેજે. મા, બાપ કે ગુરૂ રીસ કરે અને તેઓના સંબંધમાં ધન ખરચાઈ જતું હોય તોપણ ॥ ૩૯ ॥ અને દીકરાઓ કે બ્રાહ્મણો અપરાધ કરે તોપણ તેઓ ઉપર ક્ષમા કરજે. અને બ્રાહ્મણો જેમ રાજી થાય તેવી રીતે તેઓનું હિત કરજે. કેમ કે ॥ ૪૦ ॥ રાજા સંકટમાં ડૂબી જાય ત્યારે ઉત્તમ બ્રાહ્મણો તેને તેમાંથી બાહાર કાહાડેછે. આયુષ્ય, યશ, બલ, સુખ, ધન, પુણ્ય અને પ્રજાની વૃદ્ધિ ॥ ૪૧ ॥ જેથી થાય તેવું કામ હમેશ કરજે. દેશ, કાલ, શક્તિ, કરવા યોગ્ય અને નહીં કરવા યોગ્યનો ॥ ૪૨ ॥ સારી રીતે વિચાર કરી હમેશ યત્નથી કામ કરજે. કોઈ ને પીડા કરીશમાં અને પારકી પીડા મટાડજે. ॥ ૪૩ ॥ નીતિથી અને શક્તિથી ચોર અને દુષ્ટ લોકોને પીડા કરજે. સ્નાન, જપ, હોમ, અને દેવતાના તથા પિતૃના કામમાં ॥ ૪૪ ॥ ઉતાવળ કરજેમાં. નિદ્રામાં અને ભોજનમાં ઉતાવળ કરજે. ચતુરાઈ ભરેલું, કૂડ વગરનું, સાચું, લોકોને પ્રિય લાગે એવું, ॥ ૪૫ ॥ થોડા અક્ષર અને ઘણા અર્થવાળું વચન બોલજે. હમેશ શત્રુઓથી અને વિપત્તિથી નિર્ભય રેહેજે. ॥ ૪૬ ॥ બ્રાહ્મણનાં કુલ, પાપ અને ગુરૂની આજ્ઞાથી બીતો રેહેજે. જ્ઞાતિ, બંધુ, બ્રાહ્મણો, સ્ત્રીઓ, પુત્રો ॥ ૪૭ ॥ અને ભોજન કરવા બેઠેલી પંગતોમાં સમાન રીતે

વર્તજે. સત્પુરૂષોના સારા ઉપદેશ, પવિત્ર કથાઓ, ॥ ૪૮ ॥ અને વિદ્યાની તથા ધર્મની વાતોમાં કદી પણ વિમુખ થજેમાં. પવિત્ર, સારા જલવાળો, પ્રખ્યાત, બ્રાહ્મણોની ઘણી વસ્તીવાળો ॥ ૪૯ ॥ અને શિવની ભક્તિવાળો જે મોટો દેશ હોય તેમાં તું હમેશ રેહેજે. છીમાળો, વેશ્યાઓ, વ્યભિચારી પુરૂષો ॥ ૫૦ ॥ અને નીચ લોકો જ્યાં ઘણાં હોય તે દેશમાં કદી વસજેમાં. ત્રૈલોક્યના નાથ એવા એક સદાશિવનો આશ્રય કરતાં પણ ॥ ૫૧ ॥ સર્વ દેવતાઓને અને તેઓના દિવસોને માન દેજે. પવિત્ર, ચતુર, શાંત, સ્થિર ॥ ૫૨ ॥ જિતેંદ્રિય અને સુશોભિત હમેશ રેહેજે. વેદ ભણેલા શાંત બ્રાહ્મણો, સારા સંન્યાસીઓ, ॥ ૫૩ ॥ પવિત્ર વૃક્ષો, પવિત્ર નદીઓ, પવિત્ર તીર્થ, મોટું તળાવ, ગાઈ, બળધ, રત્ન, પતિવ્રતા સ્ત્રી ॥ ૫૪ ॥ અને પોતાના ઘરના દેવતાઓને તરતજ પગે લાગજે. પાછલી બે ઘડી રાત રેહે ત્યારે ઉઠી આચમન લઈ, સ્વેચ્છ અંતઃકરણથી ॥ ૫૫ ॥ ગુરૂને નમસ્કાર કરી સદાશિવ, નારાયણ, બ્રહ્મા, ગણપતિ, ॥ ૫૬ ॥ કાર્ત્તિકસ્વામી, કાત્યાયની દેવી, મહાલક્ષ્મી, સરસ્વતી, ઈંદ્રાદિક લોકપાલ, પવિત્ર કીર્ત્તિવાળાઓ અને ઋષિઓ, ॥ ૫૭ ॥ એઓનું ધ્યાન કરી ઉગતા સૂર્યને નમસ્કાર કરજે. સુગંધ, ફૂલ, પાથ, શાક, પાકાં ફલ વગેરે ॥ ૫૮ ॥ અને નવા તથા પ્રિય લાગે એવા ખાવાના પદાર્થો પ્રથમથી શિવને અર્પણ કરી પછી ઉપયોગમાં લેજે. દાન, જપ, સ્નાન, હોમ, ધ્યાન ॥ ૫૯ ॥ અને તપ જે કરચું હોય તે સઘળું શિવને અર્પણ કરજે. જમતાં, ભણતાં, સુતાં, વિહાર કરતાં, જોતાં, સાંભળતાં, બોલતાં અને લેતાં પણ શિવનુંજ ચિંતન કરજે. ॥ ૬૦ ॥ બન્ને હાથમાં રૂદ્રાક્ષનાં કંકણ પેહેરી, કપાલમાં ધોળી ભસ્મનું ત્રિપુંડ્ર કરી સર્વોત્તમ પંચાક્ષર મંત્ર ભણતાં અને શિવના ચરણનું ધ્યાન કરતાં હમેશ મજા કરજે. ॥ ૬૧ ॥ હે પુત્ર! બીજા પુરાણોમાં જે ધર્મો વિસ્તારથી કહેલાછે તે મેં તને સંક્ષેપમાં કહ્યા. ॥ ૬૨ ॥

હવે બીજું સર્વ પુરાણોથી છાનું, સર્વ પાપને હરનાર, પવિત્ર, જય આપનાર અને સઘળી વિપત્તિઓથી ચુકાવનાર એવું શિવકવચ તારા હિતને વાસ્તે કહુંછું. ॥ ૬૩ ॥ એ પ્રમાણે સ્કંદપુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો ऋषभोपदंश નામનો અગીઆરમો અધ્યાય પુરો થયો. ॥ ૧૧ ॥ છ. છ. છ. છ. છ.

---

## ॥ अध्याय बारमो ॥

ઋષભયોગી બોલ્યા કે– જગતમાં વ્યાપી રહેલા સદાશિવને નમસ્કાર કરી મનુષ્યોની સર્વ પ્રકારે રક્ષા કરનાર શિવકવચ કહુંછું. ॥૧॥ પવિત્ર સ્થાનકમાં યોગ્યરીતે પાથરેલા આસનપર બેસી, જિતેંદ્રિય રહી, પ્રાણાયામ કરી અવિનાશી સદાશિવનું ધ્યાન કરવું. ॥ ૨ ॥ હૃદયકમળની વચમાં બીરાજતા, જેનું તેજ આકાશમાં ફેલાઈ ગયુંછે એવા, ઈંદ્રિયના કઝા નથી દૂરજેના એવા, ઝીણા, અંત રહિત, સર્વના આદિ અને પરમ આનંદમય એવા સદાશિવનું ધ્યાન કરવું. ॥ ૩ ॥ ધ્યાનથી સર્વ કર્મ બંધન મટાડી, ઘણી વાર સુધી બ્રહ્માનંદમા મનને ડૂબાડી છ અક્ષરવાળા મંત્રના ન્યાસથી સાવધાન થઈ શિવ કવચથી રક્ષા કરવી. ॥ ૪ ॥ હું જે ઉંડા સંસારરૂપી કુવામાં પડ્યોછું તેની સર્વ દેવતાઓના આત્મારૂપ સદાશિવ રક્ષા કરજો. તેમનું દિવ્ય અને ઉત્તમ મંત્રના મૂલરૂપ નામ મારા હૃદયમાં રહેલા સર્વ પાપને મટાડજો. ॥ ૫ ॥ તેજોમય આનંદથી ભરપૂર, ચૈતન્યરૂપ અને સઘળું જગત્ જેની મૂર્ત્તિ છે એવા સદાશિવ સર્વ ઠેકાણે મારી રક્ષા કરજો. ઝીણાથી ઝીણા અને ઘણી શક્તિવાળા એક ઈશ્વર સઘળા ભયથી મારી રક્ષા કરજો. ॥ ૬ ॥ જે પૃથ્વીરૂપે કરી જગત્‌ને ધરી રહ્યાછે તે આઠ મૂર્ત્તિવાળા સદાશિવ પૃથ્વીથી રક્ષા કરજો. જલના સ્વરૂપથી જે જીવન આપેછે તે સદાશિવ જલથી રક્ષા કરજે. ॥ ૭ ॥ ઘણી લીલા કરનારા જે

દેવ પ્રલય સમયમા સઘળાં બ્રહ્માંડોને બાળી નાખીનાચ કરેછે તે કાલરૂદ્ર દાવાનલ વૈતાળોઆ વગેરેની બીક અને સર્વ તાપથી રક્ષા કરજો. ॥ ૮ ॥ ઝબકની વીઝળી અને સોના જેવા, વિદ્યા વરદાન અભય, અને કુવાડો જેના હાથમાં છે એવા, ચારમુખ અને ત્રણ નેત્રવાળા તત્પુરૂષ પૂર્વ દિશામાં નિરંતર મારી રક્ષા કરજો. ॥ ૯ ॥ કુવાડો, વેદ, અંકુશ, પાશ, ત્રિશુલ, ખપ્પર, ડાકલું અને માળાને ધરનાર, ચાર મુખ અને ત્રણ નેત્રવાળા અને શ્યામવર્ણ એવા અઘોર દક્ષિણ દિશામાં મારી રક્ષા કરજો. ॥ ૧૦ ॥ કુંદપુષ્પ, ચંદ્રમા, શંખ અને સ્ફટિકમણિસરખા ધોળા, વેદ, રૂદ્રાક્ષની માળા વરદાન અને અભયની નીશાનીવાળા, ત્રણ નેત્ર તથા ચાર મોહોડાવાળા અને મહા પ્રતાપી સદ્યોજાત પશ્ચિમ દિશામાં મારી રક્ષા કરજો. ॥ ૧૧ ॥ વર રૂદ્રાક્ષની માળા અભય અને ટાંકણાંને ધરનાર, કમળના કેસરાસરખા વર્ણવાળા, ત્રણ નેત્ર અને ચાર મુખવાળા વામદેવ ઉત્તર દિશામાં મારી રક્ષા કરજો. ॥ ૧૨ ॥ વેદ, અભય, વર, અંકુશ, ટાંકણું, પાશ, ખપ્પર, ડાકલું, રૂદ્રાક્ષની માળા અને ત્રિશૂલ જેના હાથમાં છે એવા, શ્વેતવર્ણ, પાંચ મોહોડાવાળા અને મોટા પ્રકાશવાળા ઈશાન આકાશમાં મારી રક્ષા કરજો. ॥ ૧૩ ॥ ચંદ્ર જેના મસ્તકમાં છે એવા દેવ મારા મસ્તકની, કપાલમાં નેત્રવાળા દેવ મારા કપાલની, ભગદેવના નેત્રને હરનાર મારા નેત્રની અને વિશ્વનાથ મારા નાકની સદા રક્ષા કરજો. ॥ ૧૪ ॥ જેની કીર્ત્તિને વેદ ગાયછે એવા દેવ મારા કાનની, ખપ્પરવાળા દેવ મારા કપાલની, પાંચ મોહોડાવાળા દેવ મારા મોહોડાની અને વેદરૂપ જેની જીભ છે એવા દેવ મારી જીભની સદા રક્ષા કરજો. ॥ ૧૫ ॥ નીલકંઠ મારા કંઠની, પિનાક ધનુષ્ય જેના હાથમાં છે એવા દેવ મારા હાથની, ધર્મરૂપ જેના હાથ છે એવા દેવ મારા હાથના મૂળની અને દક્ષના યજ્ઞને તોડનાર દેવ મારી છાતીની રક્ષા કરજો. પર્વત જેનું ધનુષ છે એવા દેવ મારા પેટની, કામદેવનો નાશ કરનાર

દેવ મારા મધ્યભાગની, ગણપતિના પિતા મારી નાભિની અને ધૂર્જટિ ઈશ્વર મારી કેડની રક્ષા કરજો. ॥ ૧૭ ॥ કુબેરના મિત્ર મારા બે સાથળની, જગતના ઈશ્વર મારા બે ગોઠણની, બળધનું ચિન્હ જેની ધજામાં છે એવા દેવ મારી બે પીંડીની અને દેવતાઓ જેના ચરણનું વંદન કરેછે એવા દેવ મારા પગની રક્ષા કરજો. ॥ ૧૮ ॥ મોટા ઈશ્વર દિવસના પેહેલા પોહોરમાં, વામદેવ બીજા પોહોરમાં, ત્રણ નેત્રવાળા ત્રીજા પોહોરમાં અને જેની ધજામાં બળધ છે એવા દેવ દિવસના છેલા પોહોરમાં મારી રક્ષા કરજો. ॥ ૧૯ ॥ જેના મુકુટમાં ચંદ્રમા છે એવા દેવ રાતના આરંભસમયે, ગંગાને ધરનાર દેવ મધરાતે, પાર્વતીના પતિદેવ પાછલીરાતે અને મૃત્યુને જીતનારા દેવ સર્વકાલમાં મારી રક્ષા કરજો. ॥ ૨૦ ॥ શંકર દેવ ઘરનીઅંદર સ્થાણુ દેવ ઘરથી બાહાર, પશુના પતિદેવ બે સ્થલની વચમાં અને સદાશિવ ચારેકોર મારી રક્ષા કરજો. ॥ ૨૧ ॥ લોકના એક અધિપતિ દેવ ઊભતાં, પ્રમથગણના નાથ ચાલતાં, વેદાંતથી જણાય એવા દેવ બેસતાં, અને અવિનાશી શિવ સુતાં મારી રક્ષા કરજો. ॥ ૨૨ ॥ નીલકંઠ માર્ગમાં, ત્રિપુરના શત્રુ પર્વત વગેરે વશમી જગ્યાઓમાં, અને મોટી શક્તિવાળા મૃગના પારાધી દેવ વનવાસ વગેરે મોટી મુસાફરીમાં મારી રક્ષા કરજો. ॥ ૨૩ ॥ પ્રલયકાલ સરખો જેનો કોપ છે અને જેના ખડખડ હસવાથી બ્રહ્માંડ ચલાયમાન થાય છે એવા વીરભદ્ર ભયંકર શત્રુની ફોજરૂપી સમુદ્રના મોટા ભયથી રક્ષા કરજો. ॥ ૨૪ ॥ શસ્ત્રવાળા શત્રુઓની હજાર દશ હજાર લાખ અને કરોડ પ્યાદા, ઘોડા, હાથી અને રથોના સમૂહથી ભયંકર એવી સેંકડો અક્ષૌહિણી સેનાઓને મૃડ નામના સદાશિવ ભયંકર કુવાડાની ધારથી કાપી નાખજો. ॥ ૨૫ ॥ પ્રલયકાલના અગ્નિસરખી ઝાળોથી બળતું સદાશિવનું ત્રિશૂલ ચોર લોકોને મારી નાખજો; અને દીપડા, સિંહ, રીંછ તથા નાહાર વગેરે ફાડી ખાનારાઓને પિનાક નામનું મહાદેવનું ધનુષ ત્રાસ કરજો ॥ ૨૬ ॥ ખરાબ સ્વપ્ન, ખરાબ

શકુન, ખરાબ ગતિ, મનની કચવાણ, દુકાલ, ખરાબ વ્યસન, અપ-યશ, ઉત્પાત, તાપ, ઝેરની બીક, ખરાબ ગ્રહની પીડા અને વ્યાધિઓને જગતના ઈશ્વર નાશ પમાડજો. ॥ ૨૭ ॥ ઓં સઘળાં તત્વરૂપ, સઘળાં તત્વથી દૂર, સર્વ લોકના એક અધિપતિ, સર્વ લોકના એક પોષણ કરનાર, સર્વ લોકના એક પ્રલય કરનાર, સર્વ લોકના એક ગુરૂ, સર્વ લોકના એક સાક્ષી, સર્વ વેદથી છાના, સર્વ વરને દેનારા, સર્વ પાપની પીડાને ભાંગનારા, સર્વ જગત્‌ને અભય કરનારા, ચંદ્રમા જેનો મુકુટ છે એવા, અવિનાશી, પોતેજ પ્રકાશરૂપ એવા, ઉપદ્રવ રહિત, પ્રપંચ રહિત, કલંક રહિત, સુખ. દુઃખાદિકથી રહિત, સંગ રહિત, નિર્મલ, જેના વૈભવને કોઈની ઉપમા લાગે નહીં એવા, આધાર રહિત, નિરંતર શુદ્ધ, જ્ઞાનરૂપ, પરિપૂર્ણ અને સત્‌ચિત્ આનંદરૂપ જે બ્રહ્મ તે રૂપ એવા, જેનો પ્રકાશ અત્યંત શાંત છે એવું જે તેજ તે રૂપ એવા, જે ભગવાન સદાશિવ, તેને નમસ્કાર કરૂંછું. હે મહારૂદ્ર! હે મહાભયંકર! હે સુખકારી જેના અવતાર છે એવા! હે મહાભૈરવ! હે કાલભૈરવ! હે કલ્પાંતભૈરવ! હે ખોપરીની માળા પેરનારા! હે ખટ્વાંગ તરવાર ઢાલ પાશ અંકુશ ડાકલું ત્રિશૂલ ધનુષબાણ ગદા સાંગ ભિંદિમાલ તોમર સાંબેલાં ધોકા પટ્ટિશ ફડશી ભોગળ ભુશંડી શતઘ્ની અને ચક્રરૂપી હથીઆરોથી જેના હાથ ભયંકર છે એવા! હે હજારો મુખવાળા! હે દાઢોથી વિકાલ! હે ભયંકર ખડખડ હસવાથી ધ્રુજાવી નાખેલ છે બ્રહ્માંડનું મંડલ જેણે એવા! હે મોટા સર્પના કુંડળવાળા! હે મોટા સર્પના હારવાળા! હે હાથીના ચામડાને પેહેરનાર! હે મૃત્યુને જીતનાર! હે ત્રણ નેત્રવાળા! હે ત્રિપુરાસુરના કાલરૂપ! હે કરૂપડા નેત્રવાળા! હે જગત્‌ના ઈશ્વર! હે જગત્‌રૂપ! હે બળધના વાહનવાળા! હે ઝેરના ઘરેણાવાળા! હે ચારેકોર મોહોડાવાળા! સર્વ ઠેકાણેથી મારી રક્ષા કરો રક્ષા કરો. પ્રકાશો પ્રકાશો. મહામૃત્યુ અને અલ્પમૃત્યુના ભયનો નાશ કરો નાશ કરો. મારા શત્રુઓને કાહાડો. ત્રિશૂલથી ફાડો ફાડો. કુવાડાથી તોડો

તોડો. તરવારથી કાપો કાપો. ખટ્વાંગથી પછાડો પછાડો. સાંબેલાથી કચરો કચરો. બાણથી મારો મારો. રાક્ષસોને બીવરાવો બીવરાવો. ભૂતને ભગાડો ભગાડો. કૂષ્માંડ વેતાલ મારી ગણ અને બ્રહ્મરાક્ષસોને ત્રાસ કરો ત્રાસ કરો. મને નિર્ભય કરો કરો. હું કે જે બીનોછું તેની આશ્વાસના કરો આશ્વાસના કરો. નરકની બીકથી મારો ઉદ્ધાર કરો ઉદ્ધાર કરો. ભૂખ તરસથી મને જીવાડો જીવાડો. તૃપ્ત કરો તૃપ્ત કરો. દુઃખથી પીડાયોછું તેને આનંદ કરો આનંદ કરો; શિવકવચથી મને ઢાંકો ઢાંકો. હે ત્રણ નેત્રવાળા! હે સદાશિવ! તમને નમુંછું નમુંછું. ઋષભ બોલ્યા કે—એ પ્રમાણે વર દેનાર, સર્વ પીડાઓને શમાવનાર અને સર્વ પ્રાણિઓથી છાનું એવું આ શિવકવચ મેં કહ્યું. ॥ ૨૮ ॥ જે માણસ આ ઉત્તમ શિવકવચ (શિવરૂપી બખતર) ને પેહેરે તેને સદાશિવની કૃપાથી કોઈ ઠેકાણે ભય થાય નહીં. ॥ ૨૯ ॥ જેનું આયુષ્ય ખુટચું હોય એવો, મરણ પામેલો અથવા મહારોગથી પીડાએલો હોય તેપણ સુખ અને લાંબુ આયુષ્ય પામે. ॥ ૩૦ ॥ સર્વ દારિદ્રયને મટાડનાર અને સર્વ સુખને વધારનાર આ શિવકવચનું જે માણસ ધારણ કરે તેને દેવતાઓપણ પૂજે; ॥ ૩૧ ॥ શિવકવચના પ્રતાપને લીધે મહાપાપ અને ઉપપાપના ઢગલાઓથી તે છૂટે અને મરણ પામ્યા પછી સદાશિવને પામે. ॥ ૩૨ ॥ હે પુત્ર! તુંપણ આ મેં આપેલા ઉત્તમ શિવકવચનું ધારણ કર; તારૂં તરતજ કલ્યાણ થશે. ॥ ૩૩ ॥ સૂત કેહેછે કે— એ પ્રમાણે કહીને ઋષભયોગીએ તે રાજકુમારને મોટા નાદવાળો શંખ અને શત્રુઓને કાપી નાખે એવી એક તરવાર આપી. ॥ ૩૪ ॥ ફરીવાર ભસ્મ મંત્રીને તેના સર્વ શરીરમાં ચોપડી અને તેને બાર હજાર હાથીનું બલ આપ્યું. ॥ ૩૫ ॥ ભસ્મના પ્રભાવથી બલ, ઐશ્વર્ય, ધીરજ અને યાદી આવવાથી તે રાજકુમાર શરદ્ ઋતુનાં સૂરજની પેઠે શોભવા લાગ્યો. ॥ ૩૬ ॥ હાથ જોડી ઉભેલા તે રાજકુમારને યોગીએ વળી કહ્યું કે—તપ અને મંત્રના

પ્રતાપવાળી આ તરવાર મેં તને આપીછે. ॥ ૩૭ ॥ સજાવેલી આ તરવાર તું જેને દેખાડીશ તે શત્રુ સાક્ષાત્ મૃત્યુ હશે તાપણ જલદી મરી જશે. ॥ ૩૮ ॥ જે તારા શત્રુઓ આ શંખનો નાદ સાંભળશે તેઓ હથીઆર મુકી, મૂર્છિત થઈ પડી જશે. ॥ ૩૯ ॥ આ તરવાર અને શંખ, પરાયા દિવ્ય સૈન્યનો નાશ કરનાર અને પોતાનાં સૈન્ય તથા પોતાના પક્ષવાળાઓનાં શૂર તથા તેજને વધારે એવાં છે. ॥ ૪૦ ॥ આ બેના પ્રભાવથી, શિવકવચથી, બાર હજાર હાથીઓના મોટા બલથી ॥ ૪૧ ॥ અને ભસ્મ ધારણ કરવાના સામર્થ્યથી તું શત્રુઓના સૈન્યને જીતી લઈશ અને બાપનું સિંહાસન પામીને આ પૃથ્વીની રક્ષા કરીશ. ॥ ૪૨ ॥ એ પ્રમાણે ભદ્રાયુને સારીપેઠે સમજાવતાં તે માદીકરાએ એ યોગીની પૂજા કરી. પછી તે યોગી પોતાની ઈચ્છા હતી ત્યાં ચાલ્યા ગયા. ॥ ૪૩ ॥ એ પ્રમાણે સ્કંદ પુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો शिवकवच कथन એવા નામનો બારમો અધ્યાય પુરો થયો. ॥ ૧૨ ॥ છ

---

## ॥ अध्याय तेरमो ॥

સૂત કેહેછે કે- મગધદેશનો રાજા કે જે બલવાન અને બાહાદુર હતો તે દશાર્ણ દેશના વજ્રબાહુ રાજાનો શત્રુ થયો. ॥ ૧ ॥ તે મહારથી હેમરથ નામના રાજાએ દશાર્ણ દેશને મોટી ફોજથી ઘેરીને રોકી લીધો. ॥ ૨ ॥ એના પ્રતાપી સેનાપતિઓએ દશાર્ણદેશમાં આવીને ધન અને રત્નો લુંટયાં અને કેટલાએકે પ્રજાના ઘર બાળી નાખ્યાં. ॥ ૩ ॥ કેટલાએકે ધન, કેટલાએકે છોકરાં અને સ્ત્રીઓ, કેટલાએકે ગાયોનાં ધણ અને કેટલાએકે ધાન્ય વગેરે સામાન લઈ લીધા. ॥ ૪ ॥ કેટલાએકે વાડીઓમાનાં પદાર્થોનો અને કેટલાએકે ઘરના બગીચાઓનો નાશ કર્યો. એ પ્રમાણે તેના રાજ્યનો નાશ કરી સ્ત્રીઓ, ગાયો અને ધન લેવાની ઈચ્છાથી ॥ ૫ ॥ મગધદે-

શના રાજાએ વજ્રબાહુના શેહેરને ઘેરી લીધું. એ પ્રમાણે પોતાના દેશને અને શેહેરને વ્યાકુલ થએલાં જોઈ ॥ ૬ ॥ વજ્રબાહુ રાજા પોતાની ફોજ સહિત યુદ્ધ કરવા વાસ્તે નીકળ્યો. એ રાજા તથા તેના મંત્રિ વગેરેએ ॥ ૭ ॥ મગધદેશવાળાઓ સામે યુદ્ધ કરી તેઓની કેટલીક ફોજ મારી. રથમાં બેઠેલા અને જેણે બખતર પેહેર્યું હતું એવા વજ્રબાહુ રાજાએ ॥ ૮ ॥ બાણની વૃષ્ટિ કરી ઘણો સંહાર કરી નાખ્યો. મહાપરાક્રમી વજ્રબાહુને લડતો જોઈ ॥ ૯ ॥ મગધદેશવાળાઓએ તેનેજ જલદી ઘેરી લીધો. પરાક્રમી શત્રુઓએ ઘણીવાર લડાઈ કરી ॥ ૧૦ ॥ વજ્રબાહુની ફોજનો નાશ કરી જીત મેળવી. કેટલાએકે તેનો રથ ભાંગી નાખ્યો અને કેટલાએકે તેનું ધનુષ લઈ લીધું. ॥ ૧૧ ॥ એકે તેના સારથિને મારી નાખ્યો અને બીજાએ તરવાર લઈ લીધી. એ પ્રમાણે તરવાર, ધનુષ અને સારથિવિનાના ॥ ૧૨ ॥ વજ્રબાહુને બલાત્કારથી પકડી શત્રુઓએ ક્રોધથી બાંધી લીધો. તેના સઘળા મંત્રીઓ અને ફોજને જીતી લઈ ॥ ૧૩ ॥ હેમતમાં આવેલા મગધદેશવાળાઓ તેના શેહેરમાં પેઠા. ઘોડા, માણસ, હાથી, ઉંટ, પશુ, ધન, ॥ ૧૪ ॥ રૂપાળી સર્વ સ્ત્રીઓ અને કન્યાઓને હરવા લાગ્યા. રાજાની રાણીઓને અને હજારો દાસીઓને બાંધી લીધાં. ॥ ૧૫ ॥ રત્નથી ભરેલો ખજાનો લુંટી લીધો. એ પ્રમાણે ગામ મારી, સ્ત્રી, ગાયો અને ધન વગેરે લઈ ॥ ૧૬ ॥ વજ્રબાહુને બલાત્કારથી રથમાં નાખીને નીકળી ગયા. એ પ્રમાણે ભયંકર રીતે દેશના નાશનો કોલાહલ થતાં ॥ ૧૭ ॥ એ વાત એ રાજાના બલવાન કુમાર ભદ્રાયુના સાંભળવામાં આવી. શત્રુઓના હાથથી બાપ બંધાઈ ગયો, બાપની સ્ત્રીઓ હરાઈ ગઈ ॥ ૧૮ ॥ અને દશાર્ણદેશનો નાશ થયો જાણી તે સિંહનીપેઠે ગર્જના કરી ઊઠયો. શેઠના દીકરાને સાથે લઈ, તરવાર અને શંખ હાથમાં લઈ, ॥ ૧૯ ॥ બખતર પેહેરી, રથમાં બેસી જીતવાની ઈચ્છાથી તે નીકળ્યો. ભદ્રાયુ આવીને જોય ત્યાં દેશમાં મોટી ખરાબી થઈ રહી હતી. ॥ ૨૦ ॥

રાજ્યના લોકોનાં ઘર બળતાં હતાં, ચીસો પડતી હતી અને સ્ત્રીઓ, બાલક, ગાયો તથા ધનનાં હરણ થતાં હતાં. એ પ્રમાણે રાજ્યને ધણી વંગરનું અને ભય પામેલું જોઈ ॥ ૨૧ ॥ ક્રોધથી વ્યાપ્ત થઈ શત્રુઓનાં ફોજમાં પેશીને કાનસુધી ધનુષ એંચી ઘણાં ઘણાં બાણ નાખવા લાગ્યો. ॥ ૨૨ ॥ રાજકુમારના બાણથી મરણ પામતા શત્રુઓ વેગથી તેના ઉપર ચડી આવી ભયંકર બાણથી વીંધવા લાગ્યા. ॥ ૨૩ ॥ યુદ્ધમાં મેદોન્મત્ત શત્રુઓનાં હજારો અસ્ત્રો વાગેછે તોપણ ધીર અને શિવકવચે રક્ષા કરેલો એ ભદ્રાયુ ચલાયમાન થયો નહીં. ॥ ૨૪ ॥ હથીઆરની વૃષ્ટિને સહન કરી જલદી હાથીનીપેઠે ફોજની અંદર પેશી ઘણાક ઘોડા, હાથીઓ અને પ્યાદાઓને તેણે મારયા ॥ ૨૫ ॥ એ ફોજમાંથી સારથિસહિત એક યોદ્ધાને મારી તેનાજ રથમાં બેઠો અને શેઠના દીકરાને સારથિ કરયો. ॥ ૨૬ ॥ સિંહ જેમ હરણીઆના ટોળામાં ફરે તેમ નિર્ભય થઈને તે ફરવા લાગ્યો. પછી સઘળા બળવાન સેનાપતિઓ ક્રોધ કરી ધનુષો ઉપાડી ॥ ૨૭ ॥ તે એકલા ભદ્રાયુ ઉપર ચડી આવ્યા. મહાવીરોને આવતા જોઈ ભયંકર ખડ્ગ લઈ ॥ ૨૮ ॥ પુરૂષાર્થ દેખાડવા વાસ્તે તે તેઓની સામો ચાલ્યો. કાલના જીભ જેવી વિકાલ અને ઉજળી તેની તરવાર ॥ ૨૯ ॥ જોઈનેજ તે સેનાપતિઓ તેના પ્રભાવથી મરી ગયા. તેની લડાઈમાં ઝબકતી તરવાર જે જે શત્રુઓએ દીઠી ॥ ૩૦ ॥ તેઓ સઘળા વજ્રથી જેમ કીડા મરી જાય તેમ મરી ગયા. પછી મોટા હાથવાળા ભદ્રાયુએ શત્રુના સૈન્યોનો નાશ કરવા વાસ્તે ॥ ૩૧ ॥ જાણે આકાશ તથા પૃથ્વીને ફુરી નાખતો હોય એવી મોટી ગર્જનાવાળો શંખ વગાડ્યો. જાણે ઝેરથી લેપાયો હોય એવો એ મોટો શંખનાદ ॥ ૩૨ ॥ સાંભળતાંજ શત્રુઓ મૂર્છા પામી ધરતીપર પડીગયા. ઘોડા, રથ અને હાથીઓ ઉપર જેઓ બેઠા હતા ॥ ૩૩ ॥ તેઓ સઘળા શંખનાદને લીધે બલનો નાશ થતાં બેસુધ થઈ જરાવારમાં પડી ગયા. બેસુધ, હથીઆર વિનાના અને

ધરતીપર પડેલા એ સઘળાઓને ॥ ૩૪ ॥ રાજાજેવા ગણી ધર્મ-શાસ્ત્ર જાણનારા ભદ્રાયુએ મારચા નહીં. પછી લડાઈમાં બંધાએલા પોતાના પિતાને છોડાવી ॥ ૩૫ ॥ શત્રુઓના હાથમાં ગએલી તેની સઘળી રાણીઓને પણ જલદી મુકાવી. કામદારોની તથા બીજા પણ શેહેરીઓની ॥ ૩૬ ॥ સ્ત્રીઓ, છોકરાઓ, કન્યાંઓ અને ગાયોના ધણ વગેરે જેજે શત્રુના હાથમાં ગયાં હતાં તેઓને છોડાવી આશ્વાસના કરી. ॥ ૩૭ ॥ પછી શત્રુઓની ફાજમાં ફરી તેઓની સ્ત્રીઓ, પવન તથા મનસરખા વેગવાળા ઘોડાઓ, પર્વત જેવડા હાથીઓ, ॥ ૩૮ ॥ સોનાના રથો અને રૂપાળી દાસીઓ વગેરે સઘળું વેગથી ભેળું કરી અને તેઓનું ધન લઈ, ॥ ૩૯ ॥ હારી ગએલા હેમરથ રાજાને બાંધી લીધો. તેના મંત્રિઓ, તાબાના રાજાઓ અને મુખ્ય અમલદારોને ॥ ૪૦ ॥ જલદી પકડી લઈ પોતાના ગામમાં લાવ્યો. આગળ જેઓ લડાઈમાં હારખાઈને ચારે કોર ભાગી ગયા હતા ॥ ૪૧ ॥ તે સઘળા વજ્રબાહુના મુખ્ય મંત્રિઓ અને વિશ્વાસુ સેનાપતિઓ પાછા શેહેરમાં આવી, કુમારના પરાક્રમથી વિસ્મય પામી ॥ ૪૨ ॥ 'તે ભદ્રાયુ કુમાર કોઈ કારણથી પૃથ્વીમાં આવેલો દેવ છે એમ માનવા લાગ્યા અને વિચાર કરવા લાગ્યા કે—આતો આપણું મોટું ભાગ્ય અને કોઈ તપનું ફલ થયું!! ॥ ૪૩ ॥ આ કોઈ વીર પુરૂષે આપણને મુવામાંથી જીવાડયા!! આ કોઈ યોગથી કે તપથી સિદ્ધ થયેલો હશે? કે કોઈ દેવતા હશે? ॥ ૪૪ ॥ આણે જે મોટું કામ કરચું તે માણસથી બની શકે એવું ન હતું. નક્કી એનાં માબાપ શિવપાર્વતી હોવાં જોઈએ!! ॥ ૪૫ ॥ મોટાં સામર્થ્યથી નવ અક્ષોહિણીને જીતી લીધી!! એ પ્રમાણે આનંદ સહિત આશ્ચર્ય પામેલા અને પરસ્પરમાં વખાણતા ॥ ૪૬ ॥ કારભારીઓએ પુછવાથી ભદ્રાયુએ કેટલીક ખરી હકીકત કહી દેખાડી. પછી વિસ્મય અને આનંદમાં ડુબેલો અને આનંદના આંસુ ખેરતો પોતાનો પિતા ત્યાં આવ્યો તેને ॥ ૪૭ ॥

પ્રેમથી વિહ્વલ થએલો ભદ્રાયુ પગે લાગ્યો. એ વજ્રબાહુ રાજાએ પોતાના પુત્રનું ॥ ૪૮ ॥ આલિંગન કરી તરત પ્રેમથી પરવશ થઈ પુછ્યું કે હે મોટી બુદ્ધિવાળો! તું કોઈ દેવ છો? મનુષ્ય છો? કે ગંધર્વ છો? ॥ ૪૯ ॥ તારી મા કોણ? બાપ કોણ? દેવ કોણ? અને નામ શું છે? શત્રુઓએ બાંધી લીધેલા, મુવા જેવા થઈ ગએલા અને સામર્થ્ય વિનાના અમોને ॥ ૫૦ ॥ અમારી સ્ત્રીઓ સહિત, કરૂણાથી આવીને છોડાવ્યા તેનું કારણ શું? આવું પરાક્રમ, ધીરજ, તેજ અને બલનો વધારો ક્યાંથી મળ્યાં? ॥ ૫૧ ॥ દેવતા, અસુર અને માણસો સહિત ત્રણે લોકને જીતવાનું પણ તારામાં સામર્થ્ય છે. હજાર જન્મથીપણ તારો ઓશીંગણ થવાને ॥ ૫૨ ॥ હું અને આ સ્ત્રીઓ તથા બાંધવો સમર્થ નથી. આ પુત્રો, સ્ત્રીઓ, રાજ્ય અને શેહેર ॥ ૫૩ ॥ એ બધાને મુકીને મારૂં મન તારામાં પ્રેમથી બંધાયું છે. હે બાપ! હે મારા પ્રાણને બચાવનાર! સઘળી વાત કર. ॥ ૫૪ ॥ આ મારી સ્ત્રીઓનું જીવતર પણ તારેજ સ્વાધીનછે. સૂત કેહેછે કે—એ પ્રમાણે પોતાના બાપે પુછવાથી ભદ્રાયુ બોલ્યોકે— ॥ ૫૫ ॥ આ સુનય નામનો વાણીઆનો દીકરો મારો સખા છે. એના સુંદર ઘરમાં મારી માસહિત હુ રહુંછું ॥ ૫૬ ॥ મારૂં નામ ભદ્રાયુ છ. હવે મારી હકીકત હું પછીથી કહીશ પણ હમણાં તમે સ્ત્રીઓ અને સંબંધીઓ સહિત શેહેરમાં જઈ ॥ ૫૭ ॥ શત્રુઓની બીક મુકી સુખેથી વિહાર કરો. હું પીછો આવું ત્યાંસુધી આ શત્રુઓને છોડશો માં. ॥ ૫૮ ॥ હું હવે મારે ઘેર જલદી જઈશ. એ પ્રમાણે કહી રાજાની રજા લઈ એ રાજકુમાર ભદ્રાયુએ ॥ ૫૯ ॥ પોતાને ઘેર આવી સઘળી વાત પોતાની માપાસે કહી. રાજી થઈ જેને આંસુ આવી ગયાં એવી માએ દીકરાનું આલિંગન કર્યું. ॥ ૬૦ ॥ એ શેઠેપણ પ્રેમથી આલિંગન કરી તેનો સત્કાર કર્યો. વજ્રબાહુ પોતાના ઘરમાં જઈ ॥ ૬૧ ॥ સ્ત્રીઓ, પુત્ર અને કારભારીઓ સહિત મોટો હરખ પામ્યો. તે

રાત્રિ વીત્યા પછી મોટા યોગી ઋષભે ॥ ૬૨ ॥ સીમંતિનીના પતિ ચંદ્રાંગદ રાજાને મળી, ભદ્રાયુની ઉત્પત્તિ અને તેના અલૌકિક કામની વાત કરી. ॥ ૬૩ ॥ એકાંતમાં કહ્યું કે તારી કુંવરી કીર્ત્તિમાલિની ભદ્રાયુને આપ. એ પ્રમાણે તેને સમજાવી ॥ ૬૪ ॥ દેશકાલની રીત જાણનારા ઋષભયોગી ત્યાંથી ગયા. પછી ચંદ્રાંગદ રાજાએ સારા મુહૂર્ત્તમાં ॥ ૬૫ ॥ ભદ્રાયુને બોલાવી તેને પોતાની કુંવરી દીધી. પરણેલો તે રાજકુમાર પોતાની સ્ત્રીની સાથે ॥ ૬૬ ॥ સોનાના આસનપર બેસી રોહિણીની સાથે જેમ ચંદ્રમા શોભે તેમ શોભવા લાગ્યો. ચંદ્રાંગદ રાજાએ તેના પિતા વજ્રબાહુને બોલાવી ॥ ૬૭ ॥ કારભારીઓસહિત સામૈયું કરી તેની પૂજા કરી. વજ્રબાહુએ તેના ગામમાં જઈ ભદ્રાયુને પરણેલો દીઠો. ॥ ૬૮ ॥ ભદ્રાયુ પ્રેમથી પગમાં પડ્યો એટલે છાતી સાથે ખૂબ દાબીને તેનું આલિંગન કર્યું. પછી વજ્રબાહુએ ચંદ્રાંગદને પુછ્યું કે– આ વીર મને પ્રાણ આપનાર અને શત્રુઓને મારનારછે ॥ ૬૯ ॥ તોપણ એ મહાપરાક્રમી તમારા જમાઈના વંશને હું જાણતો નથી. ॥ ૭૦ ॥ માટે એનો વંશ અને જન્મ જાણવાની મને ઈચ્છા છે. એ પ્રમાણે વજ્રબાહુએ અરજ કરવાથી ચંદ્રાંગદ રાજાએ ॥ ૭૧ ॥ એકાંતમાં મળી હસીને તેને કહ્યું કે–આ તમારો પુત્ર છે કે જેને તમે બાલકપણામાં રોગથી પીડાએલો જોઈ ॥ ૭૨ ॥ તેની માંદી માની સાથે વનમાં મુકી દીધો હતો. બાલકની સાથે વનમાં ફરતી એ તમારી રાણી ॥ ૭૩ ॥ દૈવયોગથી વાણીઆને ઘેર જતાં તેણે તેની રક્ષા કરી. ત્યાં ઘણા રોગથી પીડાઈને આ તમારો કુંવર મરી ગયો હતો. ॥ ૭૪ ॥ ત્યાં કોઈ યોગિરાજે તેને પાછો જીવતો કર્યો. એ ઋષભ નામના શિવયોગીના પ્રતાપથી ॥ ૭૫ ॥ આ માદીકરો દેવતા જેવું રૂપ પણ પામ્યાં. તે યોગીએ આપેલી તરવાર અને મોટા નાદવાળા શંખથી ॥ ૭૬ ॥ અને શિવકવચના પ્રતાપથી યુદ્ધમાં શત્રુઓ હારી ગયા. માટે આ કુંવરને અને એની પતિવ્રતા માને લઈ ॥ ૭૭ ॥ તમારી

નગરીમાં જાઓ; તમારૂં મોટું કલ્યાણ થશે. એ પ્રમાણે ચંદ્રાંગદે સઘળી વાત કહી પોતાના દરબારમાં બેસાડી રાખેલી ॥ ૭૮ ॥ અને શણગારેલી તેની મોટી રાણીને બોલાવી તેને દેખાડી. એ સઘળું સાંભળી અને જોઈ ॥ ૭૯ ॥ બહુજ લજાએલો અને મુરખપણાથી પોતે કરેલા કામને ધિક્કારતો વજ્રબાહુ રાજા તે સ્ત્રી અને પુત્રને દેખવાથી મોટો હરખ પામ્યો. ॥ ૮૦ ॥ રૂવાળાં ઊભાં થઈ ગયાં અને તે બન્નેનું આલિંગન કરયું. એ પ્રમાણે ચંદ્રાંગદે પૂજેલા અને સત્કાર કરેલો ॥ ૮૧ ॥ વજ્રબાહુ તે ચંદ્રાંગદનો તેના મંત્રિઓની સાથે સત્કાર કરી પોતાની રાણી, દીકરો અને વહુને ॥ ૮૨ ॥ સાથે લઈ પરિવાર સહિત પોતાની નગરીમાં આવ્યો. ભદ્રાયુ, મોટા આદરમાનથી બાપને ઘેર આવી ॥ ૮૩ ॥ સર્વ શેહેરના લોકોને આનંદ કરવા લાગ્યો. કેટલાએક કાલ પછી પિતા સ્વર્ગવાસી થતાં જુવાન થએલો ॥ ૮૪ ॥ અને મહાપરાક્રમી ભદ્રાયુ રાજગાદીએ બેઠો. તે વખતે તેણે મગધદેશના રાજા હેમરથની સાથે મોટા ઋષિઓની સમક્ષ સલાહ કરીને તેને બંદીખાનેથી છોડયો. ॥ ૮૫ ॥ એ પ્રમાણે પૂર્વજન્મમાં ત્રૈલોક્યમાં વિખ્યાત શિવયોગીની પૂજા કરી હતી તેના પ્રભાવથી તે ભદ્રાયુ મોટી વિપત્તિઓમાંથી નીકળી રાજ્ય પામી ચંદ્રાંગદની પુત્રી સાથે આનંદ કરવા લાગ્યો. ॥ ૮૬ ॥ એ પ્રમાણે સ્કંદપુરાણમાના બ્રહ્મોત્તરખંડનો भद्रायुर्विवाह कथन એવા નામનો તેરમો અધ્યાય પુરો થયો. ॥ ૧૩ ॥ છ છ છ

---

## ॥ अध्याय चौदमो ॥

સૂત કેહેછે કે-જેને સિંહાસન મળ્યું છે એવો ભદ્રાયુ રાજા કોઈ દિવસે પોતાની સ્ત્રીની સાથે સુંદર વનમાં ગયો. ॥ ૧ ॥ એ વનમાં આસોપાલવનાં ફૂલ અને નવાં પાનડાં શોભી રહ્યાં હતાં. મલ્લિકાનાં ફૂલ ઊઘડી રહ્યાં હતાં તેઓમાં ભમરાઓ ગુંજાર કરતા હતા. ॥ ૨ ॥

નવીન બોલસરીની સુગંધિથી લોકોમાં આનંદ વ્યાપી રહ્યો હતો. તમાલના અને આસોપાલવના વૃક્ષોમાં તાજી તાજી કુળીઓ લાગી રહી હતી. ॥ ૩ ॥ ફૂલના સમૂહોથી માધવીલતાઓના માંડવાઓ નમી રહ્યા હતા. આંબાના વૃક્ષો પાનડાંથી અને મોરથી શોભી રહ્યા હતા. ॥ ૪ ॥ પુન્નાગના વનમાં ફરનાર કોયલોના ટૌકારા લાગી રહ્યા હતા. એવી રીતે સઘળી રીતે સુંદર સમયમાં ભદ્રાયુ પોતાની રાણી સાથે વિહાર કરવા લાગ્યો. ॥ ૫ ॥ ત્યાં નજદીકમાં એક બ્રાહ્મણ અને બ્રાહ્મણી પછવાડે વાઘ દોડવાથી ચીસો પાડતાં દોડયાં આવતાં હતાં તેને દીઠાં. એ બેજણાં બોલતાં હતાં કે હે કરૂણાના ભંડારરૂપ રાજા ! આ મોટા વેગવાળો વાઘ અમને ખાવાવાસ્તે દોડયો આવેછે. ॥ ૭ ॥ તો એ ભયંકર અને પર્વત જેવડો વાઘ અમને પોચીને ખાઈ ગયો નથી તે મોર અમારી રક્ષા કરો.' ॥ ૮ ॥ એવી ચીસ સાંભળીને ભદ્રાયુ રાજાએ હાથમાં ધનુષ લીધું એટલામાં તો એ વાઘે આવીને બ્રાહ્મણીને પકડી. ॥ ૯ ॥ હે નાથ ! હે નાથ ! હે કાંત ! હે શંભો ! હે જગતના પતિ ! એવી રીતે ચીસો નાખતી એ બ્રાહ્મણીને વાઘે પકડી ॥ ૧૦ ॥ તેટલામાં રાજાએ વાઘને સજાવેલાં બાણ મારચાં તોપણ પર્વતને જેમ વરસાદથી પીડા ન થાય તેમ એ વાઘને તે બાણોથી કાંઈ પણ પીડા થઈ નહીં. ॥ ૧૧ ॥ રાજાના હથીઆરોથી જેને પીડા થઈ નથી એવો એ મહા બલવાન વાઘ જોરથી તે બ્રાહ્મણીને ઢરડી જલદી ચાલતો થયો. ॥ ૧૨ ॥ પોતાની સ્ત્રીને વાઘે હરેલી જોઈ દુઃખ પામેલો બ્રાહ્મણ રોવા લાગ્યો કે- હે પ્યારી ! હે બાલા ! હે કાંતા ! હે પતિવ્રતા ! ॥ ૧૩ ॥ મને અહીં એકલો મુકીને તું પરલોકમાં કેમ ગઈ ? પ્રાણ કરતાં પણ પ્યારીને મુકી હું શી રીતે જીવી શકું ? ॥ ૧૪ ॥ હે રાજા ! તારાં મોટાં મોટાં અસ્ત્ર, મોટું ધનુષ અને બાર હજાર હાથીનું જોર કયાં ગયું ? ॥ ૧૫ ॥ તારાં શંખ, તરવાર, મંત્રવિદ્યા, અસ્ત્રવિદ્યા, પ્રયત્ન અને મોટા પ્રભાવથી શું વળ્યું ? ॥ ૧૬ ॥ એ સઘળું અને જે કાંઈ બીજું પણ તારામાં

હોય તે વ્યર્થ થયું. કેમકે તું આ વગડાના પ્રાણીને વારી શક્યો નહીં. ॥ ૧૭ ॥ દુઃખીઓનો બચાવ કરવો એજ ક્ષત્રિયકુલનો ધર્મ છે. માટે તે કુલનો ધર્મ ગયો તો પછી જીવવાનું શું પ્રયોજન છે? ॥ ૧૮ ॥ ધર્મ જાણનારા રાજાઓ પોતાના પ્રાણથી અને ધનથી શરણાગતનું રક્ષણ કરેછે અને તે નથી કરતા તેઓ જીવતે મુવાછે. ॥ ૧૯ ॥ ધનવાન છતાં કોઈને દેતા ન હોય તેઓનું જીવવું મરવા જેવું છે. શરણાગતની રક્ષા ન થઈ શકે તો ગૃહસ્થાશ્રમ કરતાં સંન્યાસજ સારો છે. ॥ ૨૦ ॥ અનાથ અને રાંક શરણાગતોનું રક્ષણ ન થાય તે કરતાં રાજાને ઝેર ખાવું કે અગ્નિમાં બળી મરવું સારૂં છે. ॥ ૨૧ ॥ એ પ્રમાણે તેનો વિલાપ અને પોતાના પરાક્રમની નિંદા સાંભળી શોકને લીધે ભદ્રાયુએ મનમાં વિચાર કર્યો કે ॥ ૨૨ ॥ આજ નશીબ ફરી જવાથી મારો પુરૂષાર્થ અને કીર્ત્તિ નાશ પામ્યાં અને મોટું પાપ લાગ્યું. ॥ ૨૩ ॥ કમનશીબ અને દુર્બુદ્ધિ એવો જે હું તેનો ધર્મ નાશ પામ્યો. હવે મારી સંપત્તિ, રાજ્ય અને આયુષ્ય પણ નક્કી ક્ષય પામશે. ॥ ૨૪ ॥ પુરૂષોને સંપત્તિ, વૈભવો, પુત્રો અને ધન પ્રારબ્ધથી ક્ષણમાત્રમાં પ્રાપ્ત થાયછે અને ક્ષણમાત્રમાં જતાં રહેછે. ॥ ૨૫ ॥ માટે મારા પ્યારા પ્રાણ આપીને પણ આ ઘરભંગ થએલા બ્રાહ્મણનો શોક મટાડીશ. ॥ ૨૬ ॥ એમ નિશ્ચય કરી એ ભદ્રાયુ રાજા તે બ્રાહ્મણના પગમાં પડી સાંત્વના કરતાં બોલ્યો કે— ॥ ૨૭ ॥ હે મોટી બુદ્ધિવાળા બ્રાહ્મણ! હું કે જે શક્તિવગરનો ક્ષત્રિયછું તેના ઉપર ક્ષમા કરો. શોક મુકી દીઓ. તમને જોતું હશે તે હું આપીશ. ॥ ૨૮ ॥ આ રાજ્ય, આ રાણી અને આ મારો દેહ એ સઘળું તમારે સ્વાધીનછે, હવે જે તમારે જોતું હોય તે બોલો. ॥ ૨૯ ॥ બ્રાહ્મણ બોલ્યો કે—આંધળાને અરીશાથી, ભીખારીને ઘરથી, મૂર્ખને પુસ્તકથી અને સ્ત્રીવગરનાને ધનથી શું પ્રયોજન છે? ॥ ૩૦ ॥ તેઃ હું સ્ત્રીવગરનો થઈ રહ્યો અને ભોગ ભોગવ્યા નથી માટે ભોગવવાને વાસ્તે મને આ તમારી પટરાણી આપો. ॥ ૩૧ ॥

રાજા બોલ્યો કે-આ તમારો ધર્મ છે? કે ગુરૂએ તમને આવું શીખવ્યું છે? પોતાનો દેહ આપવાનું બની શકે પણ સ્ત્રી આપી દેવાનું કદી ન બને. ॥ ૩૨ ॥ પરસ્ત્રી ભોગવવાથી જે પાપ લાગે તે પાપ સેંકડો ઉપાય કરવાથી પણ ધોવાઈ શકે નહીં. ॥ ૩૩ ॥ બ્રાહ્મણ બોલ્યો કે-ભયંકર બ્રહ્મહત્યાનું કે મદિરાપાનનું પાપ હોય તેનો પણ તપથી નાશ કરી દઉં ત્યારે પરસ્ત્રી ભોગવવાના પાપનો શો ભાર છે. ॥૩૪॥ માટે આ તારી સ્ત્રી મને દે, નહીંતર દુખીઆનું રક્ષણ નહીં કરવાથી તું નકી નરકમાં પડીશ. ॥ ૩૫ ॥ એ પ્રમાણે બ્રાહ્મણના બોલવાથી ભય પામીને રાજાએ વિચાર કર્યો કે-રક્ષણ નહીં કરવાથી મોટું પાપ લાગે તે કરતાં સ્ત્રી આપી દેવી એજ સારૂં છે. ॥ ૩૬ ॥ માટે આ સ્ત્રી બ્રાહ્મણને આપી દઈ પાપથી મુકાઈ જલદી અગ્નિમાં બળી મરીશ, કેમકે એમ કરવાથી કીર્ત્તિ રહેશે. ॥ ૩૭ ॥ એમ મનમાં નિશ્ચય કરી, અગ્નિ સળગાવી, પછી એ બ્રાહ્મણને બોલાવી સંકલ્પસહિત સ્ત્રીનું દાન કર્યું. ॥ ૩૮ ॥ પોતે નાહી, પવિત્ર થઈ, દેવતાઓને પ્રણામ કરી, એ અગ્નિને ત્રણ પ્રદક્ષિણા ફરી સાવધાનપણાથી શંકરનું ધ્યાન કરવા લાગ્યો. ॥ ૩૯ ॥ જેનું ચિત્ત પોતાના ચરણમાં લાગ્યું છે એવા તે રાજાએ અગ્નિમાં પડવા માંડયું ત્યારે સદાશિવે પ્રકટ થઈ દર્શન દીધાં. ॥ ૪૦ ॥ પાંચ મોહોડાવાળા, ત્રણ નેત્રવાળા, પિનાક નામના ધનુષવાળા, ચંદ્રમાની કલા જેના મુકુટમાં છે એવા, લાંબી અને પીંગળી જટાવાળા, મધ્યાન્હ સમયના કરોડ સૂર્યના જેવા તેજસ્વી, ॥ ૪૧ ॥ કમલના નાલની પેઠે ધોળા, હાથીના ચામડાના વસ્ત્રવાળા, ગંગાજીના મોજાથી જેનું મસ્તક ભીંજાયછે એવા, મોટા સર્પના હાર, કડાં, વીંટી, મુકુટ, બાજુબંધ તથા કુંડલથી શોભતા, ॥ ૪૨ ॥ જેના હાથોમાં ત્રિશૂલ, ખટ્વાંગ, કુવાડો, ઢાલ, મૃગ, અભય, વર અને ધનુષ છે એવા, પોઠીઆપર બેઠેલા અને નીલકંઠ એવા સદાશિવ પોતાની આગલ પ્રકટ થયા તેને રાજાએ દીઠા. ॥ ૪૩ ॥ તે સમયમાં આકાશમાંથી દેવતાઈ ફુલોની વૃષ્ટિ પડવા લાગી. દેવતાનાં

વાજાં વાગવાં લાગ્યાં અને દેવતાઓ નાચ તથા ગાયન કરવા લાગ્યા. ॥ ૪૪ ॥ નારદ વગેરે અને સનકાદિક વગેરે દેવતાઓના ઋષિઓ, ઈંદ્ર વગેરે લોકપાલ અને નિર્મલ બ્રહ્મઋષિઓ ત્યાં આવ્યા. ॥ ૪૫ ॥ તેઓની વચમાં પાર્વતીની સાથે બેઠેલા સદાશિવ, ભક્તિથી નમેલા રાજા ઉપર કરૂણાની વૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ૪૬ ॥ રાજાને તેમના દર્શનથી આનંદ વધ્યો. આનંદનાં આંસુથી શરીર ભીંજાઈ ગયું. રૂવાડાં ઊભાં થયાં અને હાથ જોડી ગદ્ગદકંઠથી સ્તુતિ કરવા લાગ્યો. ॥ ૪૭ ॥ રાજા બોલ્યો કે– સ્વતંત્ર, અવિનાશી, મુખ્ય, છાના ગુણવાળા, મોટા, અજન્મા, કારણના પણ કારણ, પરમશિવ, ચૈતન્યના આનંદથી ભરપૂર, અને શાંત દેવ એવા જે તમે તેને નમસ્કાર કરૂંછું. ॥ ૪૮ ॥ જગત્‌ના સાક્ષી, જગત્‌ના કરનાર, છાના તેજવાળા, અને હૃદયમાં રહેલા તમે છો, માટે વિધિ જાણનારા પુરૂષો અનેક ઉપાયથી મન રોકીને તમને શોધેછે. ॥ ૪૯ ॥ એક રૂપ વિચારનારા જ્ઞાનિઓને તમે એક છો અને ભેદબુદ્ધિવાળાઓને અનેક રૂપ છો. ઈંદ્રિયથી દૂર, સર્વને જાણનાર અને જગત્‌ના આદિઅંતમાં પણ સ્થિર એવું તમારૂં સ્વરૂપ મનના માર્ગથી દૂર છે. ॥ ૫૦ ॥ મન વચનથી દૂર, મોહ રહિત અને પરમાત્મા રૂપી જે તમારૂં શરીર તેની સ્તુતિ કરવાને સગુણ અને અજ્ઞાનથી ભરેલી મારી વાણી કેમ સમર્થ થાય? ॥ ૫૧ ॥ તોપણ ભક્તના આશ્રયરૂપ અને નમનારની પીડાને ભાંગનાર તમારા ચરણારવિંદને, ભયંકર સંસારરૂપી દાવાનલથી પીડાએલો હું સંસારનો ભય મટવાવાસ્તે નિરંતર ભજુંછું. ॥ ૫૨ ॥ દેવના દેવ, મહાદેવ, શંભુ, બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર રૂપ, અને સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયને કરનાર જે તમે તેને નમુંછું. ॥ ૫૩ ॥ જગત્‌ના આદિ, જગત્‌ના પેહેલા સાક્ષી, સત્યસ્વરૂપ અને જ્ઞાન તથા આનંદમય જે તમે તેને નમુંછું. ॥ ૫૪ ॥ સર્વ શરીરમાં રેહેનાર, શરીરથી જુદો જે આત્મા તે રૂપ, માયારહિત, માયામાં પ્રકાશતા, વ્યાપક, ॥ ૫૫ ॥ જેની પાસે કોઈનો પ્રકાશ નથી એવા, અવિનાશી, સત્ય તથા જ્ઞાન,

સ્વરૂપ, શુદ્ધ, સહુથી છેટા, કર્મબંધનથી રહિત, ॥ ૫૬ ॥ વેદાંતથી જાણવાયોગ્ય, ઓંકારમાં રેહેનાર, શુદ્ધ રીતિવાળા, ત્રણ ગુણની વૃત્તિઓથી રહિત, ॥ ૫૭ ॥ કલ્યાણકારી, પરાક્રમવાળા અને કલ્યાણને દેનારા જે તમે તને નમુંછું. અનંત, મોટા, શાંત અને કલ્યાણરૂપ જે તમે તેને નમુંછું. ॥ ૫૮ ॥ શાંતરૂપ, ઘોરરૂપ, ભયંકર પાપોને મટાડનાર, સર્વના આદિ, અજ્ઞાનને તોડનાર, સર્વોત્તમ, ॥ ૫૯ ॥ મોહરહિત, અને સ્વચ્છ ગુણવાળા જે તમે તેને નમુંછું. હે જગત્‌ના નાથ! હે શંકર! હે અવિનાશિ! હે રૂદ્ર, હે કરૂપડા નેત્રવાળા! હે મૃત્યુને જીતનાર! હે અવિચલ! મારી રક્ષા કરો. ॥ ૬૦ ॥ હે શંભુ! હે ચંદ્રમાના મુકુટવાળા! હે શાંત સ્વરૂપ! હે પાર્વતીના પતિ! હે સૂર્યચંદ્ર તથા અગ્નિરૂપી નેત્રવાળા! હે ગંગાધર! હે અંધકાસુરને મારનાર! હે પવિત્ર કીર્તિવાળા! હે ભૂતનાથ! હે પર્વતમાં રેહેનાર! તમને સદા નમસ્કાર કરૂંછું. ॥ ૬૧ ॥ સૂત કેહેછે કે- એ પ્રમાણે સ્તુતિ કરતાં પ્રસન્ન થએલા, દયાનાં ભંડારરૂપ મહાદેવ પાર્વતી સહિત બોલ્યા કે- ॥ ૬૨ ॥ હે રાજા! તારી ભક્તિથી અને પવિત્ર સ્તુતિથી પ્રસન્ન થયોછું. તેં એક મનથી મારી નિરંતર પુજા કરીછે. ॥ ૬૩ ॥ તારો ભાવ જોવા વાસ્તે હું બ્રાહ્મણ થઈને આવ્યો હતો. જેને વાઘ લઈ ગયો તે આ સાક્ષાત્ પાર્વતી હતાં. ॥ ૬૪ ॥ જે તારાં બાણથી ઘવાયો નહી તે વાઘ માયાનો બનાવેલ હતો. તારી ધીરજ જોવાને વાસ્તે તારી સ્ત્રી મેં માગી હતી. ॥ ૬૫ ॥ હે માન આપનારા! આ તારી રાણીની અને તારી ભક્તિથી હું પ્રસન્ન થયોછું. કોઈને ન મળે એવું વરદાન આપું. માગી લે. ॥ ૬૬ ॥ રાજા બોલ્યો કે-હે દેવ! હું કે જે સંસારના તાપથી ઘેરાએલોછું તેને આપ પરમેશ્વરે દર્શન દીધું એજ વરદાન મળીચુકું. ॥ ૬૭ ॥ વર દેનારાઓમાં ઉત્તમ એવા તમ પાસેથી કોઈ બીજો વર હું માગતો નથી. હું, મારી રાણી, મારાં માબાપ, ॥ ૬૮ ॥ પદ્માકર શેઠ અને તેમનો પુત્ર સુનય, એ સઘળાંઓને આપની પાસેજ રાખજો.

॥ ૬૯ ॥ સૂત કેહેછે કે-પછી મહા ભાગ્યશાલી કીર્તિમતી રાણીએ શંકરને પ્રસન્ન કરી ઉત્તમ વરદાન માગ્યું. ॥ ૭૦ ॥ રાણી બોલી કે-મારો પિતા ચંદ્રાંગદ અને મારી મા સીમંતિની, એ બન્ને આપની પાસે સદા રેહે, એ માગુંછું. ॥ ૭૧ ॥ પ્રસન્ન થએલા ભક્તવત્સલ સદાશિવ, તથાસ્તુ, એપ્રમાણે બન્નેને વરદાન દઈ ક્ષણમાત્રમાં અંતર્ધાન થઈગયા. ॥ ૭૨ ॥ તે રાજા, પોતાના પુત્રો અને રાણીની સાથે શંકરની કૃપા મેળવી સુખ ભોગવવા લાગ્યો. ॥ ૭૩ ॥ દશ હજાર વર્ષ સુધી, આબાદ રાજ્ય કરી પછી દીકરાઓને રાજ્ય આપી તે ભદ્રાયુ સદાશિવના પરમ પદને પામ્યો. ॥ ૭૪ ॥ ચંદ્રાંગદ રાજા અને તેની રાણી સીમંતિની પણ ભક્તિથી શિવપૂજન કરી શિવનું પદ પામ્યા. ॥ ૭૫ ॥ પવિત્ર, પાપને મટાડનાર, વિચિત્ર, અને અત્યંત છાનું આ શિવના ગુણનું આખ્યાન કહ્યું તેનો જે પાઠ કરે અથવા સમજુઓને સંભળાવે તે માણસ, સંસારના સુખ ભોગવી અંતે સદાશિવને પામે. ॥ ૭૬ ॥ એ પ્રમાણે સ્કંદપુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો भद्रायुर्माहात्म्य कथन એવા નામનો ચૌદમો અધ્યાય પુરો થયો. ॥ ૧૪ ॥ છ છ છ છ છ

---

## ॥ अध्याय पंदरमो ॥

સૂત બોલ્યા કે- આ ઋષભ નામના શિવયોગીનો પ્રભાવ કહ્યો. હવે બીજા શિવયોગીનો પ્રભાવ ॥ ૧ ॥ અને ભસ્મનો મહિમા પણ કહુંછું કે જે સાંભળવાથી પાપી લોકો પણ કૃતાર્થ થશે. ॥ ૨ ॥ મહાતપસ્વી, સુખ દુઃખાદિકથી રહિત, નિર્ગુણ, શાંત, સંગરહિત, સમદૃષ્ટિ રાખનાર, ॥ ૩ ॥ આત્મારામ, ક્રોધને જીતનાર, ઘર તથા સ્ત્રીથી રહિત અણચીંતવ્યા જનાર, મૌન રાખનાર સંતોષી, કોઈ વસ્તુનું ગ્રહણ નહીં કરનાર ॥ ૪ ॥ સર્વ શરીરમાં ભસ્મ ચોપડનાર, મોટી જટાથી શોભાયમાન, વલ્કલ તથા મૃગચર્મ પેહેરનાર, અને

માત્ર ભિક્ષાનુંજ ગ્રહણ કરનાર એવા વામદેવ નામે એક શિવયોગી છે. ॥ ૫ ॥ સર્વ ઉપર અનુગ્રહ કરનારા એ યોગી, એક દિવસે લોકોમાં ફરતાં ફરતાં દૈવની ઈચ્છાથી ક્રૌંચારણ્ય નામના ભયંકર વનમાં ગયા. ॥ ૬ ॥ તે માણસ વિનાના વનમાં એક અત્યંત ભયંકર અને ભુખ્યો તરસ્યો બ્રહ્મરાક્ષસ રેહેતો હતો. ॥ ૭ ॥ તે એ શિવયોગીને આવ્યા જોઈ ભુખનો મારયો ખાવા વાસ્તે વેગથી દોડયો. ॥ ૮ ॥ મોટી કાયાવાળો અને ભયાનક દાઢાવાળો એ દુષ્ટ રાક્ષસ મોહોડું ફાડી આવ્યો તેને જોઈ એ યોગી ચલાયમાન થયા નહીં. ॥ ૯ ॥ એ ભયંકર રાક્ષસે નિશ્ચલ રહેલા શિવયોગીને દાબીને બાથમાં લીધા. ॥૧૦॥ યોગીનો સ્પર્શ થયો ત્યાંજ તે બ્રહ્મરાક્ષસનાં પાપ મટી જતાં તેને ખેદ થયો અને યાદી આવી. ॥ ૧૧ ॥ જેમ લોહું પારસમણીના સ્પર્શથી સોનું થઈ જાય, માટી જંબૂનદીને પામવાથી સોનું થઈ જાય, ॥ ૧૨ ॥ કાગડા માનસસરોવરને પામી હંસ થઈ જાય, અને માણસ એકવાર અમૃત પીધાથી દેવતા થઈ જાય ॥ ૧૩ ॥ તેમ મોટા સત્પુરૂષોનાં દર્શનથી અને સ્પર્શથી પાપીઓ પણ પવિત્ર થાયછે. માટે સત્સંગ દુર્લભ ગણાયછે. ॥ ૧૪ ॥ જે પ્રથમ ભુખ તરસથી પીડાએલો, વનમાં ફરનાર અને દુષ્ટ હતો, તે રાક્ષસને તુરત સંતોષ મળી પરમ આનંદ થયો. ॥ ૧૫ ॥ શિવયોગીના શરીરમાં લાગેલી ભસ્મની કણીઓ અડવાથી જલદી પાપ અને દુષ્ટ સ્વભાવ મટી જતાં તે રાક્ષસને પૂર્વજન્મની યાદી આવી એટલે તે યોગીના પગમાં પડી બોલ્યો કે— ॥ ૧૬ ॥ હે મોટા યોગી! હે કરૂણાના ભંડારરૂપ! હે સંસારથી તપેલાઓને આનંદના શીતલ સમુદ્રરૂપ! મારી ઉપર કરૂણા કરો. ॥૧૭॥ પાપી, દુષ્ટ અને સર્વ પ્રાણીઓને ત્રાસ દેનારો હું ક્યાં, અને આપ મહા પ્રતાપી દયાળુનું દર્શન ક્યાં. ॥ ૧૮ ॥ હું દુઃખના સમુદ્રમાં પડયોછું તેને બાહાર કાહાડો. તમારાં દર્શનથીજ મને આનંદ થાયછે. ॥ ૧૯ ॥ વામદેવ બોલ્યા કે—તું વનમાં ફરનારો રાક્ષસ કોણ છો? અંહીં શામાટે રહ્યોછો? અને આ ખરાબ

અવતાર શાથી પામ્યોછો? ॥ ૨૦ ॥ રાક્ષસ બોલ્યો કે- આ અવતારથી પેહેલાના પચીશમાં અવતારમાં હું યવનદેશનો દુર્જય નામનો બલવાન્ રાજા હતો. ॥ ૨૧ ॥ તે હું દુરાત્મા, પાપી, મનગમતી રીતે ચાલનાર, મદોન્મત્ત, દંડ દેનાર, ભયંકર, નિર્દય, ખલ, ॥ ૨૨ ॥ જુવાન, ઘણી સ્ત્રીઓ છતાં પણ વ્યભિચારમાં લાગેલો, અને ઈંદ્રિયોને છૂટ મુકનાર હતો. તેને વળી એક દુષ્ટ છંદ લાગ્યો કે ॥ ૨૩ ॥ રોજેરોજ નવી સ્ત્રીને ભોગવવાનું મન થતું. નોકરો પાસે સઘળા દેશોમાંથી સ્ત્રીઓનું હરણ કરાવી ॥ ૨૪ ॥ રોજરોજ એકએકને ભોગવી મુકી દઈ તેઓને ઘરમાં રાખી મુકતો અને વળી બીજી સ્ત્રીઓને પકડાવતો હતો. ॥ ૨૫ ॥ એ પ્રમાણે પોતાનો દેશ, પરદેશ, ગામડાં, શેહેર અને નેસોવગેરેમાંથી રોજે રોજ નવી નવી સ્ત્રીને મંગાવી હું ભોગવતો હતો અને જેને એકવાર ભોગવી તેને ફરીવાર ભોગવતો નહીં. ॥ ૨૬ ॥ અને બીજા કોઈને પણ ભોગવવા દેતો નહીં. એ સઘળીઓને ઘરની અંદર રાખી મુકતો એટલે તેઓ રાતદિવસ રોયાં કરતી. ॥ ૨૭ ॥ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોની સ્ત્રીઓને જ્યારે મેં હરવા માંડી ત્યારે મારા રાજ્યમાં રેહેનારા બ્રાહ્મણો પોતાની સ્ત્રીઓસહિત ભાગી ગયા. ॥ ૨૮ ॥ ધણીવાળી, કુંવારી, વિધવાઓ અને રજસ્વલાઓને પણ મંગાવી મંગાવી મેં કામદેવથી પરવશ થઈને ભોગવી. ॥ ૨૯ ॥ બ્રાહ્મણની સ્ત્રીઓ બસો ૨૦૦, ક્ષત્રિયોની ચારસો ૪૦૦, વૈશ્યોની છસો ૬૦૦, શૂદ્રોની હજાર ૧૦૦૦, ॥ ૩૦ ॥ ચાંડાલની સો ૧૦૦, ભીલોની હજાર ૧૦૦૦, નટોની પાંચસો ૫૦૦, ધોબીઓની ચારસો ૪૦૦, ॥ ૩૧ ॥ અને વેશ્યાઓ તો અસંખ્યાત ભોગવી. તોપણ મને વિષયની તૃપ્તિ થઈ નહીં. ॥ ૩૨ ॥ એ પ્રમાણે હું વિષયમાં લાગેલો, મદોન્મત્ત અને હમેશ દારૂ પીતો હતો તેથી જુવાનીમાં પણ ક્ષયરોગ વગેરે મોટા રોગ થયા. ॥ ૩૩ ॥ રોગથી પીડાઈ ગયો, સંતાન થયું નહીં, શત્રુઓએ દુઃખ દેવા માંડયું, કારભારી અને નોકરોએ પણ મુકી

દીધો, એવી દશામાં આવી પડી પોતાના કર્મથી મરી ગયો. ॥ ૩૪ ॥
જે માણસ ધર્મમાંથી ખસે તેનું આયુષ્ય નાશ પામે, અપકીર્ત્તિ વધે,
ભાગ્યનો ક્ષય થાય, અવગતિમાં જવું પડે, અને તેના પૂર્વજો પણ
નક્કી સ્વર્ગમાંથી હેઠા પડે. ॥ ૩૫ ॥ પછી યમદૂતો મને યમપુરીમાં
લઈ જતાં દશહજાર વર્ષસુધી ભયંકર નરકમાં ॥ ૩૬ ॥ વીર્ય પીને
મારે રેહેવું પડયું. પછી બાકીના પાપને લીધે હું માણસ વિનાના
વનમાં પિશાચ થયો. ॥ ૩૭ ॥ ત્યાં મારા શરીરમાં હજાર લિંગ
થયાં અને ભૂખતરસથી હમેશ પીડાતો હતો. એ પ્રમાણે પિશાચના
અવતારમાં દેવતાઓનાં સો વર્ષ કાહાડયાં. ॥ ૩૮ ॥ બીજા અવતા-
રમાં પ્રાણીઓને ભય કરનારો વાઘ થયો. ત્રીજા અવતારમાં ભયંકર
અજગર અને ચોથાં અવતારમાં બગલો થયો. ॥ ૩૯ ॥ પાંચમા-
માં ભુંડ, છઠામાં કાકીંડો, સાતમામાં કુતરો, આઠમામાં સીઆલ,
॥ ૪૦ ॥ નવમામાં ભયંકર રોઝ, દશમામાં હરણ, અગીયારમામાં
વાનરો, બારમામાં ગરેજ, ॥ ૪૧ ॥ તેરમામાં નોળીઓ, ચૌ-
દમામાં કાગડો, પંદરમામાં રીંછ, સોળમામાં વગડાઈ કુકડો,
॥ ૪૨ ॥ સતરમામાં ગધેડો, અઢારમામાં મીંદડો, ઓગણીસ-
મામાં * * * * વીશમામાં * * ॥ ૪૩ ॥ એકવીશમામાં * * *
બાવીશમામાં * * * * ત્રેવીશમામાં ધૃહ અને ચોવીશમામાં વનનો
હાથી થયો હતો. ॥ ૪૪ ॥ આ પચીશમા જન્મમાં બ્રહ્મરાક્ષસ થયો-
છું. તે ભુખ્યો અને આહારવગરનો આ મોટા વનમાં રહુંછું. ॥ ૪૫ ॥
હમણાં તમને આવ્યા જોઈ ખાઈજવા તૈયાર થયો હતો ત્યાં તમારા
દેહનો સ્પર્શ થવાથી પૂર્વ જન્મોની યાદી આવીછે. ॥ ૪૬ ॥ હે
મોટી બુદ્ધિવાળા ! આવો પ્રતાપ તમને શી રીતે મળ્યોછે ? આકરૂં
તપ કરવાથી, તીર્થોનું સેવન કરવાથી, ॥ ૪૭ ॥ યોગથી, કોઈ દેવતાઈ
શક્તિથી કે અનંત શક્તિવાળા મંત્ર જપવાથી મળ્યોછે? સાચે સાચી
વાત કહો. હું તમારે શરણે આવ્યોછું. ॥ ૪૮ ॥ વામદેવ બોલ્યા
કે–એ મારા શરીરમાં લાગેલી ભસ્મનો પ્રભાવ છે કે જે અડવાથી

તારી ખરાબ વૃત્તિ મટીને આ સારી બુદ્ધિ થઈ. ॥ ૪૯ ॥ ભસ્મનું સામર્થ્ય, મહાદેવ વિના બીજો કોણ જાણે? મહાદેવના મહિમાની પેઠે ભસ્મનો મહિમા પણ અપાર છે. ॥ ૫૦ ॥ પૂર્વે દ્રાવિડ દેશમાં તારા જેવોજ કોઈ ધર્મ વગરનો મૂર્ખ બ્રાહ્મણ રેહેતો હતો તે કર્મથી શૂદ્રપણું પામેલો, ॥ ૫૧ ॥ ચોરી કરનાર, કપટી, અને નીચ સ્ત્રીઓ સાથે પ્રીતિ રાખનાર હતો. એ કોઈ દિવસે જારકર્મ કરવા ગએલ ત્યાં તેને રાતમાં કોઈ શૂદ્રે મારી નાખ્યો. ॥ ૫૨ ॥ તેની લાસને કાંઈ ક્રિયા કરયા વગર ગામ બાહાર ફેંકી દીધી હતી તેની ઉપર દૈવની ઈચ્છાથી એક કુતરો રાખોડે પગે ફરી ગયો. ॥ ૫૩ ॥ પછી તે બ્રાહ્મણ ભયંકર નરકમાં પડ્યો હતો ત્યાં શિવના પાર્ષદો આવી યમદૂત પાસેથી જોર કરી તેને વિમાનમાં બેસાડી લઈ જવા લાગ્યા. ॥ ૫૪ ॥ યમરાજાએ તે વખત આવીને શિવના પાર્ષદોને પુછયું કે આ મહાપાપીને તમે કેમ લઈ જાઓછો. ॥ ૫૫ ॥ શિવદૂતો બોલ્યા કે—આ શિવરૂપ થઈ ગયોછે તે જુવો. આની છાતી, કપાલ અને ખભા ઉપર ભસ્મ લાગીછે. ॥ ૫૬ ॥ એટલા માટે શિવની આજ્ઞાથી અમે આને લેવા આવ્યા છીએ અને અમને રોકવાની તમારી શક્તિ નથી. ॥ ૫૭ ॥ એ પ્રમાણે કહી એ શિવદૂતો તે બ્રાહ્મણને સર્વ લોકો જુવે એવી રીતે શિવલોકમાં લઈ ગયા. ॥ ૫૮ ॥ એટલા માટે સઘળાં પાપોને જલદી મેટાડનાર અને શિવના ભૂષણરૂપ ઉત્તમ ભસ્મને હું નિરંતર ધારણ કરૂંછું. ॥ ૫૯ ॥ એ પ્રમાણે ભસ્મનો મહિમા સાંભળી એ બ્રહ્મરાક્ષસ ફરીવાર વિસ્તારથી સાંભળવાની ઈચ્છાથી બોલ્યોકે— ॥ ૬૦ ॥ હે મોટા યોગી! સારૂં થયું, સારૂં થયું. તમારા દર્શનથી હું કૃતાર્થ થયો. હે ધર્માત્મા! આ ખરાબ અવતારમાંથી મને છોડાવો. ॥ ૬૧ ॥ પૂર્વ જન્મમાં મેં કાંઈક પુણ્ય કરયું હતું તેના પ્રતાપથી તમારી કૃપા થતાં આજ છુટવાનો આરો આવ્યોછે. ॥ ૬૨ ॥ એ રાજાના અવતારમાં મેં એક શિવભક્તને આ જીવિકા ચાલે એવી ધાન્ય તથા વાડીવાળી

ધરતી આપી હતી. ॥ ૬૩ ॥ યમરાજાએ પણ ત્યારેજ મને કહ્યું હતું કે પચવીસમા અવતારમાં કોઈ યોગીનો સંગ થવાથી તારો સંસારમાંથી છુટકારો થશે. ॥ ૬૪ ॥ માટે પૂર્વજન્મમાં કરેલું એ પુણ્ય આજ ફળ્યું કે જેને લીધે આ માણસ વગરના વગડામાં તમારો સમાગમ થયો. ॥ ૬૫ ॥ તો હવે હે કરૂણાના સમુદ્રરૂપ! મહાપાપી અને ખરાબ અવતારોમાં જન્મતો. એવો જે હું તેને મંત્રસહિત ભસ્મ આપી ઉદ્ધાર કરો. ॥ ૬૬ ॥ એ ભસ્મ કેવી રીતે ધારણ કરવી, તેનો કયો મંત્ર, કયો વિધિ, કયો કાલ અને કયું સ્થલ છે તે સઘળું મને કહો. ॥ ૬૭ ॥ કલ્પવૃક્ષ સરખા તમ જેવા મોટા પુરૂષો પોતાનુંજ નહીં પણ સઘળા જગતનું કલ્યાણ ઈચ્છેછે. ॥ ૬૮ ॥ સૂત કહેછે કે–એ ભયંકર રાક્ષસ એ પ્રમાણે બોલતાં તત્વને જાણનારા તે યોગી ફરીવાર પણ ભસ્મના મહિમાનું વર્ણન કરવા લાગ્યા. ॥ ૬૯ ॥ એ પ્રમાણે સ્કંદપુરાણમાના બ્રહ્મોત્તર ખંડનો भस्ममाहात्म्य कथन એવા નામનો પંદરમો અધ્યાય પુરો થયો. ॥ ૧૫ ॥ છ છ

---

## ॥ अध्याय सोळमो ॥

વામદેવ બોલ્યા કે–પૂર્વે અનેક ધાતુથી વિચિત્ર, અનેક જનાવરવાળા, અને અનેક ઝાડ તથા લતાઓવાળા મંદર નામના મોટા પર્વતમાં ॥ ૧ ॥ કોઈ દિવસે કાલાગ્નિ રૂદ્ર સદાશિવ કે જે જગતના ઈશ્વર અને સર્વ લોકોના પૂજ્ય છે તે પોતાની ઈચ્છાથી પધાર્યા હતા. ॥ ૨ ॥ ત્યાં ચારેકોર કરોડો રૂદ્ર ઊભાં ગયા હતા અને તેઓની વચમાં પોતે બેઠા હતા. ॥ ૩ ॥ ત્યાં સઘળા દેવતાઓની સાથે ઈંદ્ર આવ્યા હતા. અગ્નિ, વરૂણ, વાયુ, યમ, ॥ ૪ ॥ ચિત્રસેન વગેરે ગંધર્વો, ગરૂડ વગેરે પક્ષીઓ, વિદ્યાધર, કિંપુરૂષ, સિદ્ધ, સાધ્ય, યક્ષ, ॥૫॥ વસિષ્ટ વગેરે બ્રહ્મઋષિઓ, નારદ વગેરે દેવઋષિઓ, મોટા પિતૃઓ, દક્ષ વગેરે પ્રજાપતિઓ, ॥ ૬ ॥ ઊર્વશી વગેરે અપ્સરાઓ, ચંડિકા

વગેરે માતાઓ, સૂર્ય, વસુ, અશ્વિનીકુમાર, મોટી શક્તિવાળા વિશ્વે- દેવા, ॥ ૭ ॥ તેમજ જગતનો સંહાર કરવામાં સમર્થ એવા ભૂતોના અધિપતિઓ પણ આવ્યા હતા. મહાકાલ, નંદી, શંખ, કપાલક, ॥ ૮ ॥ મહાતેજસ્વી વીરભદ્ર, મહાબલવાળો શંકુકર્ણ, પ્રતાપી ઘંટા- કર્ણ, મણિભદ્ર, વૃકોદર, ॥ ૯ ॥ કુંડોદર, વિકટ અને બીજા પણ મોટી શક્તિવાળા પાર્ષદો આવ્યા હતા. એઓમાં કેટલાએક કાળા, કેટલાએક ધોળા, કેટલાએક દેડકા જેવા, ॥ ૧૦ ॥ કેટલાએક હરા રંગના, તેમજ ધૂખરા, ધુંવાડા જેવા, કાબરા, રાતાપીળા, વિચિત્ર વર્ણ તથા વિચિત્ર અંગના, વિચિત્ર લીલાવાળા, મદોન્મત્ત, ॥ ૧૧ ॥ અનેક હથીઆર ધરનારા અને જુદાં જુદાં વાહન તથા ઘરેણાંવાળા હતા. કેટલાએકનાં મોહોડાં વાઘ જેવાં, કેટલાએકનાં સુવર જેવાં, કેટલાએકનાં હરણ જેવાં, ॥ ૧૨ ॥ અને કેટલાએકનાં શરભ, મેરૂંડ, સિંહ, ઊંટ અને બગલા જેવાં હતાં. કેટલાકનાં એક, કેટલાંકનાં બે અને કેટલાકનાં ત્રણ મોહોડાં હતાં. કેટલાએક મોહોડા વગરના પણ હતા. ॥ ૧૩ ॥ કેટલીએકના એક, કેટલાકના ત્રણ અને કેટલાકના પાંચ હાથ હતા તેમ કેટલાકના સુદલ નહીં હતા. એઓમાં કેટલાએક પગવગરના, ઘણા પગવાળા, ઘણા કાનવાળા, એક કાનવાળા ॥૧૪॥ એક આંખવાળા, ચાર આંખોવાળા, લાંબા અને ઠીંગણા પણ હતા. એ સઘળાઓ ચારેકોર સદાશિવને વીંટીને ઊભા હતા. ॥ ૧૫ ॥ એ સમયમાં મોટા તેજવાળા, મુનિવર, બુદ્ધિમાન અને ધર્માત્મા સનત્કુમાર સદાશિવનાં દર્શન કરવાને વાસ્તે આવ્યા. ॥ ૧૬ ॥ ત્યાં દેવના દેવ વિશ્વનાથ સદાશિવ કરોડો સૂરજના જેવા શોભતા હતા. તેમનો શબ્દ, મહા પ્રલયમાં તોફાન ઉઠેલા સાત સમુદ્રના જેવો હતો. ॥ ૧૭ ॥ જટાનો ઠાઠ માઠ પ્રલયકાલના અગ્નિજેવો હતો. કપાલ- માના મોટા નેત્રની ઝાળથી મોહોડાની કાંતિ અદ્ભુત લાગતી હતી. ॥ ૧૮ ॥ મસ્તકમાં મણિજેવો અરધો ચંદ્રમા શોભતો હતો. ડાબા કાનમાં તક્ષકનું અને જમણા કાનમાં વાસુકિનાગનું કુંડલ ધર્યું હતું

॥ ૧૯ ॥ શ્યામ રત્નના જેવી દાઢી અને ડોક હતી; હાથ મોટા હતા. સર્પના હારથી શોભતા હતા. ॥ ૨૦ ॥ કડાં, બાજુબંધ અને વીંટીઓ મોટા સર્પનાં બનાવેલ હતાં. અનેક ગુણવાળા મણિઓથી કટિમેખલા શોભતી હતી. ॥ ૨૧ ॥ વાઘનું ચામડું પેહેરયું હતું. ઘંટા અને અરીસો શોભતાં હતાં. કર્કોટક, મહાપદ્મ, ધૃતરાષ્ટ્ર અને ધનંજય નાગને ધરી લીધા હતા. ॥ ૨૨ ॥ ઝાંઝરોના અવાજથી ચરણારવિંદ શોભી રહ્યાં હતાં. પ્રાસ, તોમર, ખટ્વાંગ, ત્રિશૂલ, ટાંકણું તથા ધનુષ ધરયાં હતાં અને રત્નના સિંહાસન ઉપર બિરાજ્યા હતા. ॥૨૩॥ એવા સદાશિવને ભક્તિભાવથી નમસ્કાર કરી, વેદ જેવી વાણીથી સ્તુતિ કરી, હાથ જોડી, ડોક નમાવી, સનત્કુમારે સઘળા કલ્યાણકારી ધર્મો પુછયા. ॥ ૨૪ ॥ જે જે ધર્મ પુછયા તે સઘળા મહાદેવે કહ્યા એટલે ફરીવાર સનત્કુમારે પુછયું. ॥ ૨૫ ॥ સનત્કુમાર બોલ્યા કે—હે મહારાજ! તમારા મોહોડાથી મુક્તિ આપનારા ધર્મો મેં સાંભળ્યા કે જે ધર્મ પાળતાં લોકો પાપથી મુકાઈ સંસારરૂપી સમુદ્રને તરીજશે. ॥ ૨૬ ॥ હવે માણસોને તરત મુક્તિ આપે અને થોડે દાખડે મોટું ફલ થાય એવો જે ઉત્તમ ધર્મ હોય તે મને કહો. ॥ ૨૭ ॥ શાસ્ત્રોમાં લખેલા હજારો ધર્મો છે પણ તેઓમાં અભ્યાસ ઘણો કરવો જોઈયે અને તેઓને ખુબ પાળ્યા હોય તોપણ ઘણે કાળે સિદ્ધિ આપેછે અને વખતે નથી પણ આપતા. ॥ ૨૮ ॥ એટલા માટે લોકોથી છાના, કલ્યાણ કરનાર અને ભોગ તથા મોક્ષને આપે એવા કોઈ ધર્મને, તમારી કૃપાથી જાણવા માગુંછું. ॥ ૨૯ ॥ સદાશિવ બોલ્યા કે—ત્રિપુંડ્રનું ધારણ કરવું એજ સર્વ ધર્મોમાં ઉત્તમ, વેદમાં કહેલ અને સર્વ પ્રાણીઓથી છાનો ધર્મ છે. ॥ ૩૦ ॥ સનત્કુમારે પુછયું કે—હે જગત્ના પતિ! ત્રિપુંડ્ર કરવાનો વિધિ કહો. તમારી કૃપાથી એ વિધિ જાણવાને ઈચ્છુંછું. ॥ ૩૧ ॥ તેનો પદાર્થ શોછે? ઠેકાણાં કેટલાં છે? શી શક્તિ છે? દેવતા કોણ છે? પ્રમાણ શું છે? કર્ત્તા કોણ છે? મંત્ર કયા છે? અને ફલ શું છે? ॥ ૩૨ ॥ હે જગત્ના નાથ!

જગત્ ઉપર અનુગ્રહ કરવા સારૂ એ સઘળાં ત્રિપુંડ્રનાં લક્ષણ મને કહો. ॥ ૩૩ ॥ સદાશિવ બોલ્યા કે– અગ્નિથી બળેલા છાણમાંથી જે રાખ થાય તેજ ત્રિપુંડ્ર કરવાનો પદાર્થ છે. ॥ ૩૪ ॥ સદ્યોજાતાદિક અને બ્રહ્મમય પાંચ મંત્રાથી ભસ્મનું ગ્રહણ કરી અગ્નિઃ ઇત્યાદિક મંત્રોથી તેને મંતરવી; ॥ ૩૫ ॥ માનસ્તોકે એ મંત્રથી સાફ કરી ત્ર્યંબકં એ મંત્રથી માથાપર અને ત્રિયાયુષાદિક મંત્રથી લલાટમા, બે હાથે ॥ ૩૬ ॥ તથા ખભા ઉપર પાણીવાળી ભસ્મ ચોપડવી. એ ઠેકાણાઓમા ત્રણ ત્રણ રેખા કરવી. ॥ ૩૭ ॥ ભમરના મધ્યથી માંડી ભમરના છેડાસુધી મધ્યમા અને અનામિકા આંગળીથી અને તેઓના મધ્યમાં ॥ ૩૮ ॥ અવળા ચલાવેલા અંગુઠાથી ત્રિપુંડ્રની રેખા કરવી. ત્રણે રેખાઓમાં એકેકના નવ નવ દેવતા છે. ॥ ૩૯ ॥ અકાર, ગાર્હપત્ય, અગ્નિ, ઋગ્વેદ, ભૂર્લોક, રજોગુણ, આત્મા, ક્રિયાશકિત, પ્રાતઃકાલ ॥ ૪૦ ॥ અને મહાદેવ એ પેહેલી રેખાના દેવતા છે. ઉકાર, દક્ષિણાગ્નિ, અંતરિક્ષ, યજુર્વેદ, ॥ ૪૧ ॥ સત્વગુણ, મધ્યાન્હકાલ, ઈચ્છા, શકિત, અંતરાત્મા, અને મહેશ્વર, એ બીજી રેખાના દેવતા છે. ॥ ૪૨ ॥ મકાર, આહવનીય અગ્નિ, પરમાત્મા, તમોગુણ, સ્વર્ગ, જ્ઞાનશકિત, સામવેદ, સાયંકાલ, ॥ ૪૩ ॥ અને શિવ એ ત્રીજી રેખાના દેવતાછે. એ દેવતાઓને નિત્યે નમસ્કાર કરી ત્રિપુંડ્ર કરવું. ॥ ૪૪ ॥ આ ત્રિપુંડ્ર કરવા રૂપી શિવનું વ્રત સર્વ દેવતાઓમાં પ્રખ્યાતછે. એ વ્રતને મુકિતની ઈચ્છાથી જેઓ સેવે તેઓને ફરીવાર જન્મ થાય નહીં. ॥ ૪૫ ॥ બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ કે સંન્યાસી જે કોઈ વિધિસહિત ભકિતથી ભસ્મનું ત્રિપુંડ્ર કરે ॥ ૪૬ ॥ તે મહાપાપ, ઉપપાપ, અગ્નિનો નાશ અને ઘોડાની હત્યાથી મુકાયછે, એમાં સંશય નથી. ॥ ૪૭ ॥ મંત્રવિના અને મોટો મહિમા જાણ્યાવિના પણ જે માણસ કપાલમાં ત્રિપુંડ્ર કરે સર્વ પાપથી મુકાયછે. ॥ ૪૮ ॥ પરાઈ મિલકતનું હરણ, પરસ્ત્રીનો સમાગમ, પારકી નિંદા, પરાયા ખેતરનું હરણ, પરને પીડા, ॥ ૪૯ ॥ ધાન, બગીચા વગેરે તથા ઘરને બા-

જવા વગેરે કામ, ખોટી વાત, ચાડી, મારામારી, ગાળાગાળી, વેદનું વેચાણ, ॥ ૫૦ ॥ ખોટી સાહેદી, વ્રતનો ત્યાગ, જુગાર, નીચની સેવા, ગાઈ પૃથ્વી સોનું ભેંસ તલ ધાબળા લુગડાં ॥ ૫૧ ॥ અને ધાન્ય તથા જલ વગેરેનું નીચ પાસેથી દાન લેવું, દાસી, વેશ્યા, વ્યભિચારિ પુરૂષ, વ્યભિચારિણી સ્ત્રી, નટી, ॥ ૫૨ ॥ રજસ્વલા, કુંવારી અને વિધવા એઓનો સંગ, માંસ ચામડાં રસ વગેરે અને માંઠાનું વેચાણ, ॥ ૫૩ ॥ ઈત્યાદિક અસંખ્યાત અને અનેક પ્રકારનાં પાપ ત્રિપુંઢ્રનું ધારણ કરવાથી તરતજ નાશ પામેછે. ॥ ૫૪ ॥ શિવના પદાર્થનું હરણ, કોઈ પણ ઠેકાણે શિવની નિંદા, અને શિવના ભક્તોની નિંદા એટલાં પાપ તો કોઈ પણ ઉપાય કરવાથી મટતાં નથી. ॥ ૫૫ ॥ જેણે શરીરમાં રૂદ્રાક્ષ પેહેરયા હોય અને કપાલમાં ત્રિપુંઢ્ર ધરયું હોય તે જાતે ચંડાલ હોય તોપણ સર્વ વર્ણો કરતાં ઉત્તમ અને પૂજવાયોગ્ય છે. ॥ ૫૬ ॥ લલાટમાં ત્રિપુંઢ્રનું ધારણ કરવાથી, આ લોકમાનાં સઘળાં તીર્થો અને ગંગા વગેરે નદીઓમાં નાહાવાનું પુણ્ય થાયછે. ॥ ૫૭ ॥ પંચાક્ષર વગેરે સાત કરોડ મંત્રો અને બીજાપણ શિવના કરોડો મંત્રો મુક્તિ આપનારા છે. ॥ ૫૮ ॥ તે સઘળા મંત્રોનો તેણે જપ કરયો સમજવો કે જેણે ત્રિપુંઢ્રનું ધારણ કરયું હોય. હજાર પેહેલાના અને હજાર પછેના ॥ ૫૯ ॥ પૂર્વજોનો તેણે ઉદ્ધાર કરયો સમજવો કે જેણે ત્રિપુંઢ્રનું ધારણ કરયું હોય. ત્રિપુંઢ્ર કરનાર માણસ, રોગરહિત લાંબાં આયુષથી આ લોકમાં સઘળાં સુખ ભોગવી ॥ ૬૦ ॥ અંતે સુખેથી મરણ પામેછે. પછી આઠ મોટી સિદ્ધિવાળું દેવતાઈ સુંદર શરીર પામી, ॥ ૬૧ ॥ દેવતાઈ વિમાનમાં બેસી, સેંકડા દેવતાઈ સ્ત્રીઓ સહિત, વિદ્યાધર, સિદ્ધ, મોટી શક્તિવાળા ગંધર્વો, ॥ ૬૨ ॥ અને ઈંદ્રાદિક લોકપાલોના લોકોમાં તથા પ્રજાપતિઓના શેહેરોમાં અનુક્રમથી મોટાં દેવતાઈ સુખ ભોગવી ॥ ૬૩ ॥ પછી બ્રહ્માના લોકમાં જઈ ત્યાં સો કલ્પસુધી રમે. પછી ત્રણસો બ્રહ્મા થઈ જાય ત્યાંસુધી વિષ્ણુના લોકમાં રમે. ॥ ૬૪ ॥ તે

પછી શિવના લોકમાં જઈ અનંત કાલસુધી રમે અને શિવના સ્વરૂપમાં મળી જવા રૂપી મુક્તિ પામી ફરીવાર જન્મે નહીં. ॥ ૬૫ ॥ વારંવાર સર્વ વેદાંતનો સાર વિચારી એજ નિર્ણય કર્યો છે કે ત્રિપુંડ્ર કરવું એજ મોટું કલ્યાણ છે. ॥ ૬૬ ॥ આ સર્વ પ્રાણીઓથી છાનું ત્રિપુંડ્રનું માહાત્મ્ય મેં સંક્ષેપથી કહ્યું તે તમારે ગુપ્ત રાખવું. ॥ ૬૭ ॥ એ પ્રમાણે કહી રૂદ્ર ત્યાંથી અંતર્ધાન થઈ ગયા અને સનત્કુમાર પણ બ્રહ્મલોકમાં ગયા. ॥ ૬૮ ॥ તને પણ ભસ્મ અડવાથી સારી બુદ્ધિ આવી છે માટે તું પણ શ્રદ્ધા રાખી પવિત્ર ત્રિપુંડ્રનું ધારણ કર. ॥૬૯॥ સૂત કેહેછે કે— એ પ્રમાણે કહી મહાતપસ્વી વામદેવ યોગીએ ભસ્મને મંત્રી એ ભયંકર રાક્ષસને દીધી. ॥ ૭૦ ॥ તે ભસ્મનું તેણે કપાલમાં આડું ત્રિપુંડ્ર કર્યું તેના પ્રતાપથી તરત બ્રહ્મરાક્ષસપણું મટી ગયું ॥ ૭૧ ॥ અને સૂર્યના જેવા તેજથી શોભાયમાન, દેવતાઈ ફૂલ તથા કુમકુમથી શણગારેલો, દિવ્ય શરીરવાળો થઈ રહ્યો. ॥ ૭૨ ॥ પછી ભક્તિથી તે શિવયોગી ગુરૂને પ્રદક્ષિણા કરી દિવ્ય વિમાનમાં બેસી સદાશિવના લોકમાં ગયો. ॥ ૭૩ ॥ સાક્ષાત્ જાણે શિવજ હોય એવા મોટા યોગી વામદેવ પણ તેને ઉત્તમ ગતિ આપી લોકોમાં ગુપ્તરૂપે ફરવા લાગ્યા. ॥ ૭૪ ॥ આ ભસ્મ અને ત્રિપુંડ્રના મહિમાને જે માણસ સાંભળે, સંભળાવે કે પાઠ કરે તે પરમગતિને પામે. ॥ ૭૫ ॥ સંસારમાંથી મુક્તિ આપનાર જે સદાશિવની કીર્તિ તેને ગાય, શિવયોગીઓ જેનું ધ્યાન કરેછે એવા સદાશિવના ચરણારવિંદમાં નમસ્કાર કરે અને શિવની ભક્તિથી કપાલમાં શોભાયમાન ત્રિપુંડ્ર કરે તે માણસને ફરીવાર ગર્ભવાસ થાય નહીં. ॥ ૭૬ ॥ એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો ભસ્મમાહાત્મ્ય કથન એવા નામનો સોળમો અધ્યાય પુરો થયો. ॥ ૧૬ ॥ છ છ છ છ

## ॥ अध्याय सतरमो ॥

શૌનકાદિક ઋષિઓએ પુછયું કે-વેદ અને તેના અંગના તત્વને જાણનારા બ્રહ્મવેત્તા ગુરૂએ જેઓને ઉપદેશ કરયો હોય તેને સિદ્ધિ થાયછે ॥ ૧ ॥ પણ બીજા માણસો જેવા સાધારણ નીતિવાળા ગુરૂઓએ જે માણસોને ઉપદેશ કરયો હોય તેઓને સિદ્ધિ કેવી થાયછે? ॥ ૨ ॥ સૂત બોલ્યા કે-સર્વ ધર્મની જાણે માજ હોય એવી શ્રદ્ધાજ કલ્યાણ કરેછે અને શ્રદ્ધાથીજ માણસોને આ લોક તથા પરલોકમાં ફલ થાયછે. ॥ ૩ ॥ શ્રદ્ધાથી ભજતો હોય તેને છીપર પણ ફલ આપેછે. મૂર્ખ ગુરૂપણ ભક્તિસહિત પૂજવાથી આપેછે. ॥ ૪ ॥ શ્રદ્ધાથી જપતો હોય તેને અશુદ્ધ મંત્રપણ ફલ આપેછે અને શ્રદ્ધાથી પૂજેલા દેવ નીચને પણ ફલ દીએછે. ॥ ૫ ॥ પૂજન, દાન, યજ્ઞ કે વ્રત શ્રદ્ધાવગર કરયું હોય તો તે વાંઝીયા ઝાડના ફૂલની પેઠે સઘળું નિષ્ફલ જાયછે. ॥ ૬ ॥ સર્વ ઠેકાણે સંશયવાળો, શ્રદ્ધા વિનાનો અતિચંચલ માણસ પરમાર્થમાંથી ભ્રષ્ટ થાયછે અને સંસારમાંથી છુટતો નથી. ॥ ૭ ॥ મંત્ર, તીર્થ, બ્રાહ્મણ, દેવતા, જોશી, ઓસડ અને ગુરૂ એઓમાં જેને જેવી ભાવના હોય તેને તેવી સિદ્ધિ થાયછે. ॥ ૮ ॥ માટે જગત્ આખું ભાવમય છે અને પુણ્ય પાપ પણ ભાવનાંજ છે. ભાવ વગરનો હોય તેને પુણ્ય કે પાપ કદી થતાં નથી. ॥ ૯ ॥ આ વિષયમાં અત્યંત આશ્ચર્યરૂપ આખ્યાન કહુંછું. સર્વ મનુષ્યોને અસિદ્ધિ આપનાર અશ્રદ્ધાજ છે. ॥ ૧૦ ॥ પાંચાલ દેશના રાજાનો સિંહકેતુ એવા નામનો કુંવર હતો. તે સર્વ ગુણવાળો અને નિરંતર ક્ષત્રિયોના ધર્મમાં પ્રીતિ રાખનાર હતો. ॥ ૧૧ ॥ એ મહાબલવાન્ કુમાર એક દિવસે કેટલાક નોકરોને સાથે લઈ શિકાર કરવા સારૂ ઘણા જાનવરવાળા વનમાં ગયો. ॥ ૧૨ ॥ તેના નોકર કોઈ ભિલ્લે વનમાં શીકાર વાસ્તે ફરતાં જુનું, ત્રુટેલું અને પડેલું શિવાલય દીઠું. ॥ ૧૩ ॥ તે શિવાલયમાં જલાધારી ભાંગી પડતાં ધરતીપર પડેલું,

સરખું, ઝીણું અને જાણે પોતાનું સાક્ષાત્ ભાગ્યજ હોય એવું શિવ-લિંગ દીઠું. ॥ ૧૪ ॥ પૂર્વ જન્મના પ્રારબ્ધ યોગે તે શિવલિંગ એ ભિલ્લે જલદી ઊપાડી લઈ બુદ્ધિમાન રાજકુમારને દેખાડ્યું ॥ ૧૫ ॥ અને કહ્યું કે-આ સુંદર લિંગ મને અંહીથી જડ્યું તે આપ જુવો. મારી શક્તિ પ્રમાણે ભક્તિથી હું આ લિંગનું પૂજન કરીશ. ॥ ૧૬ ॥ માટે મંત્ર જાણતાં કે નહીં જાણતાં પણ પૂજા કરવાથી મહાદેવ પ્રસન્ન થાય એવો આનો પૂજનનો પ્રકાર કહો. ॥ ૧૭ ॥ એ પ્રમાણે તે ભીલ્લે પુછવાથી મશ્કરી કરવામાં હુંશીઆર રાજકુમારે હસીને તેને કહ્યું કે-॥ ૧૮ ॥ પવિત્ર આસનપર બેસી સંકલ્પ કરી તાજા પાણીથી અભિષેક કરવો. સારાં અને નવાં ચંદન, અક્ષત, ॥ ૧૯ ॥ વનમાં થએલાં પાનડાં, ફૂલ, ધૂપ અને દીવાથી પૂજા કરવી. પ્રથમ તો ચિતાની રાખ ચડાવવી. ॥ ૨૦ ॥ પછી પોતાને ખાવાના અન્નથી નૈવેદ્ય ધરવું. પાછા ધૂપ અને દીવા વગેરે ઉપચાર કરવા. ॥ ૨૧ ॥ પછી વિધિસહિત નમસ્કાર કરી શિવના પ્રસાદનું ધારણ કરવું. આ મેં તને સાધારણ શિવપૂજનનો વિધિ કહ્યો. ॥ ૨૨ ॥ ચિતા (ચે) ની ભસ્મ ચડાવવાથી શંકર તરત પ્રસન્ન થાયછે. સૂત કેહેછે કે-એ પ્રમાણે મશ્કરી કરતાં માલેકે ઉપદેશ કરેલા ॥ ૨૩ ॥ તે ચંડક નામના ભિલ્લે તેનું વચન માથે ચડાવ્યું. પછી પોતાને ઘેર આવી લિંગરૂપી સદાશિવને ॥ ૨૪ ॥ રોજ ચિતાની રાખ ચડાવી પૂજવા લાગ્યો. ચંદન પુષ્પ અને અક્ષત વગેરે જે કાંઈ પોતાને પ્રિય વસ્તુ હતી ॥ ૨૫ ॥ તે શંકરને નિવેદન કરી પછી પોતે ઉપયોગમાં લેવા લાગ્યો. એવી રીતે ભક્તિભાવથી પોતાની સ્ત્રીસહિત શંકરની પૂજા કરતાં ॥ ૨૬ ॥ એ ભિલ્લે સુખથી કેટલાંક વર્ષ કાહાડ્યાં. એક દિવસ શિવપૂજન કરવાનો આરંભ કરતાં ॥ ૨૭ ॥ ભસ્મના ઠામમાં જરા પણ ભસ્મ ન દીઠી તેથી ભસ્મ ગોતવાને વાસ્તે ઉતાવળથી ચારે કોર દૂર દૂર ફર્યો. ॥ ૨૮ ॥ તોપણ ભસ્મ નહીં મળતાં થાકીને પાછો ઘેર આવ્યો અને પોતાની બાયડીને બોલાવી કહ્યું કે-

॥ ૨૯ ॥ હે પ્રિયા ! આજ મને ચિતાની ભસ્મ જડી નથી. શું કરૂં ? કોઈ પાપના યોગથી આજ શિવપૂજનમાં વિઘ્ન પડ્યું. ॥ ૩૦ ॥ પૂજન કર્યા વિના ક્ષણમાત્ર પણ હું જીવીશકું નહીં. પૂજાનો સામાન ન મળ્યો તેથી કાંઈ ઉપાય સુજતો નથી, ॥ ૩૧ ॥ તેમ ગુરૂની આજ્ઞા કે જે સર્વ મનોરથને આપનાર છે તેને પણ ત્રોડાય નહીં. એ પ્રમાણે પતિને વ્યાકુલ થએલો જોઈ ભીલડી ॥ ૩૨ ॥ બોલી કે- તમે બીઓમાં. હું ઉપાય બતાવુંછું. ઘણાકાલનું જુનું આ ઘર સળ-ગાવીને ॥ ૩૩ ॥ હું અગ્નિમાં પડીશ એટલે તમને ચિતાની ભસ્મ મળશે. ભિલ્લ બોલ્યો કે-ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું સાધન ॥૩૪॥ અને જુવાનીવાળો સુખ ભોગવવાનો આ દેહ છે તેનો તું કેમ ત્યાગ કરીશ ? હજી તને છોકરાં થયાં નથી અને વિષય ભોગવાયા નથી ॥ ૩૫ ॥ તો ભોગ ભોગવવાને યોગ્ય એવો આ દેહ બાળી નાખવાને તારી ઈચ્છા કેમ થાયછે? ભીલડી બોલી કે-જીવતરની અને જ-ન્મની સફલતા એજ છે કે- ॥ ૩૬ ॥ કોકને વાસ્તે પ્રાણનો ત્યાગ કરવો ત્યારે સાક્ષાત્ શિવને વાસ્તે ત્યાગ કરવામાં સફલતા થાય તેમાં તો શુંજ કેહેવું. પૂર્વે મેં કાંઈક ભારે તપ કે દાન કર્યું હશે ॥ ૩૭ ॥ અથવા સેંકડો જન્મમાં શિવપૂજન કર્યું હશે, અથવા મારા બાપનું કે માનું કાંઈક પુણ્ય હશે; ॥ ૩૮ ॥ કે જેથી બળતા અગ્નિમાં શિવને વાસ્તે આ દેહનો હું ત્યાગ કરૂંછું. એ પ્રમાણે તે બાયડીની સ્થિર બુદ્ધિ અને સદાશિવની ભક્તિ જોઈ ॥ ૩૯ ॥ મજબુત ધારણાવાળા ભિલ્લે તેમ કરવાની હા પાડી. પછી તે ભીલડી પતિપાસે જઈ નાહી પવિત્ર થઈ શણગાર પેહેરી ॥ ૪૦ ॥ ઘર સળગાવી તે અગ્નિની ભક્તિથી પ્રદક્ષિણા કરી, ગુરૂને નમસ્કાર કરી, મનમાં સદાશિવનું ધ્યાન કરી અગ્નિમાં પ્રવેશ કરતી વખતે આ પ્રમાણે બોલી કે- ॥ ૪૧ ॥ હે દેવ ! મારી ઈંદ્રિયો તમને ફૂલરૂપ થજો. શરીર અગરૂના ધૂપરૂપ થજો. હૃદય દીવારૂપ થજો. પ્રાણ નૈવેદ્યરૂપ થજો અને મનની વૃત્તિઓ અક્ષતરૂપ થજો. આ જીવ હમણાં પૂજાના ફલને પામજો. ॥ ૪૨ ॥

હું સર્વ ધનના અધિપતિપણાને અથવા અવિમલ સ્વર્ગની ભૂમિને અથવા બ્રહ્માના લોકને પણ ઈચ્છતી નથી. જો કદાચ મને અવતાર આવે તો જન્મોજન્મમાં તમારા ચરણારવિંદના રસને ભ્રમરીનીપેઠે સેવનારી થાઉં એટલુંજ ઈચ્છુંછું. ॥ ૪૩ ॥ હે દેવ! મને સેંકડો કરતાં પણ વધારે અવતાર આવજો પણ અજ્ઞાન ઉપજાવનારી માયા મારા ચિત્તમાં આવજોમાં. અને હે પરમેશ્વર ! તમારા ચરણારવિંદમાંથી અરધો ક્ષણ પણ મારૂં ચિત્ત ખસજોમાં. તમને નમસ્કાર કરૂંછું. ॥ ૪૪ ॥ એ પ્રમાણે શંકરને પ્રસન્ન કરી મજબુત ધારણાવાળી એ ભીલડી અગ્નિમાં પેઠી ત્યાં ક્ષણમાત્રમાં રાખ થઈ ગઈ. ॥ ૪૫ ॥ ભિલ્લે પણ તે રાખ લઈને બળેલા ઘરની પાસે સાવધાનપણાથી શિવની પૂજા કરી. ॥ ૪૬ ॥ પૂજા થઈ રહી ત્યારે રોજ પ્રસાદ લેવાની ટેવ પડી રેહેવાથી હાથ જોડી નમ્રતાથી એ પ્યારી આવતી હતી તે ભિલ્લને યાદ આવી. ॥ ૪૭ ॥ યાદ આવતાં, પેહેલાના શરીરથીજ પછવાડે આવી ઉભેલી, ભક્તિથી નમેલી અને વિસ્મય પામેલી એ સ્ત્રી ભિલ્લના જોવામાં આવી. ॥ ૪૮ ॥ એ પ્રમાણે સ્ત્રીને ઉભેલી જોઈ અને ઘર જે બળીને રાખ થઈ ગયું હતું તેનેપણ પ્રથમનીજ પેઠે ઉભેલું જોઈ વિચાર કરવા લાગ્યો કે-॥૪૯॥ અગ્નિ તેજથી બાળેછે, સૂર્ય કિરણથી બાળેછે, રાજા દંડથી બાળેછે અને બ્રાહ્મણ મનથી બાળેછે. ॥ ૫૦ ॥ પણ આ તો અગ્નિથી કાંઈ થયું નહીં. અને થયું એ તો શું મને સ્વપ્ન થયું કે ભ્રાંતિરૂપ માયા થઈ? એમ વિસ્મય પામી આગળની પેઠેજ તે બેઠો રહ્યો. ॥ ૫૧ ॥ ભીલડી બોલી કે-જ્યારે ઘરને સળગાવી હું અગ્નિમાં પડી ત્યારે હું મારા શરીરને કે અગ્નિને દેખતી ન હતી. ॥ ૫૨ ॥ જાણે પાણીમાંજ પેઠી હોઉં એવી રીતે જરાપણ મને આંચ લાગી નહીં અને જાણે ભર ઉંઘમાંથી જાગી હોઉં તેમ જરાવારમાં પાછી સચેત થઈ. ॥ ૫૩ ॥ તેટલીવારમાં જાણે બળ્યુંજ ન હોય એવું બરાબર રહેલું ઘર દીઠું. હમણાં પૂજા થઈ રહી એટલે પ્રસાદ લેવા આવીછું. ॥ ૫૪ ॥

એ પ્રમાણે એ સ્ત્રી ભર્ત્તાર પરસ્પર વાતો કરતાં હતાં ત્યાં તેઓની આગળ એક દિવ્ય અને અદ્ભુત વિમાન પ્રકટ થયું. ॥ ૫૫ ॥ સો ચંદ્રમાની પેઠે શોભતા એ વિમાનમાં તેની સાથે આવેલા ચાર શિવ-પાર્ષદોએ એ ભિલ્લ અને ભીલડીનો હાથ ઝાલી એના એજ દેહથી બેસાડ્યાં. ॥ ૫૬ ॥ શિવદૂતોના હાથ અડવાથી તે ક્ષણમાંજ એ બન્ને સ્ત્રીભર્ત્તારનાં શરીર શિવદૂતોના જેવાંજ થઈ ગયાં. ॥ ૫૭ ॥ એટલા માટે સઘળા પુણ્યના કામોમાં શ્રદ્ધાજ રાખવી જોઈએ. એ નીચ ભિલ્લપણ શ્રદ્ધાથીંજ યોગીઓના જેવી ગતિ પામ્યો. ॥ ૫૮ ॥ સર્વ વર્ણોમાં ઉત્તમ અવતાર આવ્યો હોય તેથી શું અને સઘળા શાસ્ત્રોના વિચારવાળી વિદ્યા મળી હોય તેથી પણ શું? જેના ચિત્તમાં સદા પરમેશ્વરની ભક્તિ હોય તેથી બીજો ત્રૈલોક્યમાં કયો પુરૂષ ભાગ્યશાલી છે? ॥ ૫૯ ॥ એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો સતરમો અધ્યાય પુરો થયો. ॥ ૧૭ ॥ છ છ.

---

## ॥ अध्याय अढारमो ॥

સૂત બોલ્યા કે-હવે સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ અને સર્વ મનોરથને આપનારૂં ઉમામહેશ્વર નામનું વ્રત કહુંછું. ॥ ૧ ॥ ઓખા દેશમાં બાયડી છોકરાંવાળો, વિદ્વાન્ અને ઉત્તમ વંશનો વેદરથ નામનો એક બ્રાહ્મણ હતો. ॥ ૨ ॥ એ બ્રાહ્મણને ગૃહસ્થ આશ્રમમાં રેહેતાં કમળ-સરખા નેત્રવાળી શારદા નામની કન્યા થઈ. ॥ ૩ ॥ સારાં રૂપ અને લક્ષણવાળી બાર વર્ષની એ કન્યાનું, ઘરભંગ થએલા પદ્મનાભ નામના એક બ્રાહ્મણે માગું કર્યું. ॥ ૪ ॥ એ પદ્મનાભ ધનવાળો, શાંત અને રાજાનો મિત્ર હતો તેથી તેની માંગણી તોડાય તેમાં સારૂં નહીં એવી બીકથી બાપે તે કન્યા તેને આપી. ॥ ૫ ॥ બપોર ટાણે પરણેલો તે પદ્મનાભ સાસરાને ઘેરજ હતો ત્યાં સંધ્યા કરવા સારૂ સાંજે તળાવને કાંઠે ગયો. ॥ ૬ ॥ સંધ્યા કરીને પાછો વળ્યો ત્યાં

અંધારા માર્ગમાં સર્પ કરડવાથી પોતાના કર્મજોગે મરી ગયો. ॥ ૭ ॥ એ પ્રમાણે તે પરણીને તરતજ મરી જતાં તેના બાંધવો, સાસુસસરો અને તે કન્યા શોકથી રોવા લાગ્યાં. ॥ ૮ ॥ બંધુજનો તેને બાળી આવીને પોતપોતાને ઘેર ગયા. અને તે વિધવા થએલી શારદા બાપને ઘેરજ રહી. ॥ ૯ ॥ પતિવિનાની તે બાલક શારદાએ બાપના ઘરનાંજ અન્નવસ્ત્રથી કેટલાક મહીના ત્યાંજ કાહડયા. ॥ ૧૦ ॥ એક દિવસે બહુજ ઘરડા અને આંધળા નૈધ્રુવ નામના કોઈ મુનિ શિષ્યનો હાથ ઝાલીને તેને ઘેર આવ્યા. ॥ ૧૧ ॥ તે ઘરડો ઘેર આવતાં, તે વખત બંધુઓ ક્યાં બીજે ગયાં હતા તેથી એ બાલક શારદા પોતાના ભાગ્ય જેવા એ મુનિનાં પાસે આવી, ॥ ૧૨ ॥ બોલી કે–હે મુનિ! તમે ભલે આવ્યા. આ આસનપર બેસો. તમને પગે લાગુંછું. હું તમારૂં શું કામ કરી આપું? ॥ ૧૩ ॥ એ પ્રમાણે કહી ભક્તિથી તેના પગ ધોઈ, પવન નાખી, થાક ઊતારી તે મુનિને પ્રસન્ન કરયા. ॥ ૧૪ ॥ વળી થાક ઊતારવા સારૂં પાટલે બેસાડી તેલનું મર્દન કરી શારદાએ નવરાવતાં તેણે વિધિથી દેવપૂજન કરયું. ॥ ૧૫ ॥ આસનપર સુખેથી બેઠેલા તે મુનિને ધૂપ ફૂલ અને ચંદનથી પૂજીને આદરસહિત સારા અન્નથી જમાડયા. ॥ ૧૬ ॥ ધીરે ધીરે સારી રીતે જમી તૃપ્તિ પામવાથી રાજી થએલા તે આંધળા મુનિએ તેને આશિર્વાદ દીધો કે– ॥ ૧૭ ॥ પતિ સાથે વિહાર કરી તેની પાસેથી સર્વ ગુણથી ઉત્તમ પુત્ર પામી, અને લોકમાં મોટી કીર્ત્તિ મેળવી દેવતાઓની કૃપાને યોગ્ય થજે. ॥ ૧૮ ॥ આંધળા મુનિનું એવું બોલવું સાંભળી વિસ્મય પામેલી એ શારદા હાથ જોડીને બોલી કે– ॥ ૧૯ ॥ હે મહારાજ! તમારૂં વચન સાચું છે તે કોઈ દિવસ ખોટું નહીં થાય પણ એ વચન કમનશીબ એવી જે હું તેને શી રીતે ફળશે? ॥ ૨૦ ॥ ખારી ધરતીમાં સારા વરસાદની પેઠે અને કુતરીના સત્કારની પેઠે મોટાઓનો આશિર્વાદ પણ કમનશીબને વ્યર્થ જાયછે. ॥ ૨૧ ॥ માટે હે મહારાજ! પાપકર્મના ફલથી વિધવા થએલી હું તમારા આશિ-

વીંદનું પાત્ર કેમ થઈશ? ॥ ૨૨ ॥ મુનિ બોલ્યા કે-અંધાપાથી તને જોયાવિના પણ મારાથી જે બોલાઈ ગયું તે હું સિદ્ધ કરીશ. પણ હે દીકરી! હવે તું મારૂં કહ્યું કરજે. ॥ ૨૩ ॥ ઉમામહેશ્વર નામનું વ્રત જો કરીશ તો તેના પ્રતાપથી તારૂં તરત કલ્યાણ થશે. ॥ ૨૪ ॥ શારદા બોલી કે-કઠણ હશે તોપણ યત્નથી, તમારૂં કહેલું વ્રત કરીશ. માટે તે વ્રતનો વિધિ વિસ્તારથી કહો. ॥ ૨૫ ॥ મુનિ બોલ્યા કે-ચૈત્ર અથવા માગશર મહીનાના શુકલ પક્ષમાં સારે દિવસે ગુરૂની આજ્ઞા લઈ વ્રતનો આરંભ કરવો. ॥ ૨૬ ॥ આઠમ અને ચૌદશ, એ બન્ને પર્વણીઓમાં સંકલ્પ કરી વિધિથી પ્રાતઃસ્નાન કરવું, ॥ ૨૭ ॥ પિતૃ અને દેવતા વગેરેનું તર્પણ કરી, પોતાને ઘેર જઈ ચંદરવા વગેરેથી શોભાયમાન માંડવો કરવો. ॥ ૨૮ ॥ તેને ફળ, પાંદડાં, ફૂલ વગેરે અને તોરણથી શણગારવો. તેની વચમાં પંચરંગી ગલાલથી કમલ ચીતરવું. ॥ ૨૯ ॥ સહુથી બાહાર ચૌદ, તેની અંદર બાવીશ, તેની અંદર સોળ અને તેની અંદર આઠ પાંખડીઓ કરવી. ॥ ૩૦ ॥ એ પ્રમાણે કમલ ચીતરી તેમાં ચોરસ અને અંદર ગોળ કરવું. ॥૩૧॥ તેની વચમાં ચોખાનો ઢગલો કરી તે ઉપર રાખેલા ઠામમાં પાણી ભરેલો કલશ સ્થાપી ॥ ૩૨ ॥ તે કલશની ઉપર વસ્ત્ર અને સુવર્ણ મુકી તેની ઉપર બે શિવપાર્વતીની સોનાની મૂર્ત્તિઓ સ્થાપવી. ॥૩૩॥ પછી ભક્તિભાવથી પોતાની શક્તિ પ્રમાણે પૂજા કરવી. પંચામૃતથી તથા શુદ્ધ પાણીથી નવરાવી ॥ ૩૪ ॥ અગીઆર રૂદ્રી અને આઠસો પંચાક્ષરનો જપ કરી, મંત્રી પાછું પીઠમાં સ્થાપન કરી પૂજન કરવું. ॥ ૩૫ ॥ પોતે શુદ્ધ આસનપર બેસી, ધોએલાં અને ધોળાં વસ્ત્ર પેહેરી, મંત્રથી પીઠનું અભિમંત્રણ કરી પ્રાણાયામ કરવા. ॥ ૩૬ ॥ શિવની આગળ હાથ જોડી સંકલ્પ કરવો કે-સેંકડો જન્માંતરોનાં મારાં જે જે ભયંકર પાપો હોય ॥ ૩૭ ॥ તે સર્વના નાશને વાસ્તે શિવપૂજનનો આરંભ કરૂંછું. સૌભાગ્ય, જપ, આરોગ્ય, ધર્મ અને ઐશ્વર્યની વૃદ્ધિને વાસ્તે ॥ ૩૮ ॥ તેમજ સ્વર્ગ અને

મોક્ષની પ્રાપ્તિને વાસ્તે શિવનું પૂજન કરીશ. એમ બરાબર રીતે સાવધાનપણાથી સંકલ્પ બોલી ॥ ૩૯ ॥ પછી અંગમાં ન્યાસ કરી શિવપાર્વતીનું ધ્યાન કરવું. કુંદનાં ફૂલ અને ચંદ્રમા જેવા ધોળા, નાગનાં ઘરેણાંથી શોભિત, ॥ ૪૦ ॥ વરદાન, અભય, ફરશી અને મૃગને હાથમાં ધરનાર, કરોડ સૂરજ જેવા, જગત્‌ને આનંદ આપનાર, ॥ ૪૧ ॥ ગંગાનું જળ અડવાથી પીંગળી અને લાંબી જટા ધરનાર, સર્પની ફણોના મોટા મુકુટથી શોભાયમાન, ॥ ૪૨ ॥ ચંદ્રમાની કલા જેવાં ઝાંઝર અને બાજુબંધથી શોભતા, કપાળમાંનું નેત્ર જેનું પ્રકાશે છે એવા, સૂર્ય તથા ચંદ્રમારૂપી નેત્રવાળા, ॥ ૪૩ ॥ નીલકંઠ, ચાર હાથવાળા, હાથીનું ચામડું પેહેરનારા, રત્નના સિંહાસનપર બેઠેલા અને રત્નનાં ઘરેણાંઓથી શોભતા એવા મહાદેવનું ધ્યાન કરવું. ॥ ૪૪ ॥ પછી દિવ્ય વસ્ત્રવાળાં, ઊગતા હજાર સૂર્ય જેવી કાંતિવાળાં, બાલક વેષનાં, પાતળાં અંગવાળા, નાહાનો ચંદ્રમા જેના મુકુટમાં છે એવાં, ॥ ૪૫ ॥ ચાર હાથમાં પાશ, અંકુશ, વર અને અભયને ધારણ કરતાં, કૃપાથી હસતા મોઢાવાળાં, રસથી વિહાર કરનારાં, ॥ ૪૬ ॥ કાંટા અશેરીયો, આસોપાલવ, પુન્નાગ અને નવાં ચંપકનાં ફૂલથી જેણે કાનનું ઘરેણું કરચું છે એવાં, ખુલેલાં મલ્લિકાનાં ફૂલ જેણે ચોટલામાં ગુંથ્યાં છે એવાં ॥ ૪૭ ॥ કટિમેખલાના ઘેરાવથી સુશોભિત કટિપશ્ચાદ્ભાગવાળાં, રૂડી ઘુઘરીઓની હારથી શોભતાં ઝાંઝરવાળાં, ॥ ૪૮ ॥ કપોલમાં લાગેલાં રત્નના કુંડલથી દીપતાં, ધોલા સરખા રાતા હોઠમાં જેની કિરણો લાગી છે એવી દાંતરૂપી કળીઓવાળાં, ॥ ૪૯ ॥ અમૂલ્ય રત્નનાં કોટીઆં અને મોતીના હારથી શોભતાં, નવાં માણકથી સુશોભિત કંકણ, બાજુબંધ અને વીંટીઓવાળાં, ॥ ૫૦ ॥ રાતા વસ્ત્રવાળાં, રાતાં ફૂલ અને રાતાં ચંદનના લેપનવાળાં, ઊપડતાં અને જાડાં સ્તનથી કમળની કળીઓને જીતનારાં, ॥ ૫૧ ॥ લીલાથી ચપલ અને શ્યામ કટાક્ષવાળાં, અને ભક્તો ઊપર અનુગ્રહ કરનારાં જગદંબા

પાર્વતીનું ધ્યાન કરવું. એ પ્રમાણે જગતનાં માતાપિતા રૂપ શિવ-પાર્વતીનું હૃદયકમલમાં ધ્યાન કરી ॥ ૫૨ ॥ તે રૂપ મંત્રનો જપ કરી પછી બાહાર પૂજા કરવી. બન્ને મૂર્ત્તિઓમાં આવાહન કરી આસન વગેરેનું અર્પણ કરવું. ॥ ૫૩ ॥ પછી નીચે લખેલા મંત્રથી બન્નેને અર્ઘ દેવો. હે પાર્વતીના પતિ! હે વરદાન દેનારાઓમાં ઉત્તમ! તમને નમુંછું. ॥ ૫૪ ॥ હે ત્રણ નેત્રવાળા! હે ઈશ્વર! હે મહાદેવ! અર્ઘનું ગ્રહણ કરો. તમને નમસ્કાર કરૂંછું. હે દેવતાઓના દેવની પણ ઈશ્વરી! હે! શરણાગતના ભયને હરનાર! ॥ ૫૫ ॥ હે અંબિકા! હે વરદાન દેનાર! હે દેવિ! હે શિવની પ્રિયા! આ અર્ઘનું ગ્રહણ કરજો. એ મંત્ર ત્રણવાર બોલીને સાવધાનપણાથી અર્ઘ દેવો. ॥ ૫૬ ॥ ચંદન, ફૂલ, અક્ષત, ધૂપ અને દીપનું અર્પણ કરવું. ઘીવાળા દુધપાકનું નૈવેદ્ય ધરવું. ॥ ૫૭ ॥ મૂલ મંત્રથી એકસો ને આઠ હવિષ્યની આહુતી દેવી. પછી નૈવેદ્ય ઊપાડી લઈ ધૂપ અને આરતી વગેરે ॥ ૫૮ ॥ કરી પાનબીડું આપી સાવધાનપણાથી નમસ્કાર કરવો. પછી બ્રાહ્મણ અને બ્રાહ્મણીનું ઉપચારથી પૂજન કરી તેને જમાડવા. ॥ ૫૯ ॥ એ પ્રમાણે સાયંકાલની પૂજા કરી બ્રાહ્મણોની રજા લઈ રાતે દુધસહિત હવિષ્યાન્ન મુંગામુંગાં જમવું. ॥ ૬૦ ॥ એ પ્રમાણે એક વરસસુધી બન્ને પખવાડીઆમાં વ્રત કરવું. વરસ પુરૂં થાય ત્યારે તે વ્રતને ઊજવવું. ॥ ૬૧ ॥ શતરૂદ્ર મંત્રથી મંત્રેલા જલથી બન્ને મૂર્ત્તિઓને નવરાવવી. શાસ્ત્રમાં લખેલા મંત્રથી શિવપાર્વતીની પૂજા કરી ॥ ૬૨ ॥ વસ્ત્ર, સોનું અને મૂર્ત્તિસહિત કલશ, સારા આચારવાળા મોટા આચારજ ને આપી ॥ ૬૩ ॥ બ્રાહ્મણોને જમાડવા; ભક્તિસહિત શક્તિ પ્રમાણે પૂજા કરી પ્રસન્ન કરી તેઓને ગાઈ સોનું અને વસ્ત્ર વગેરે દક્ષિણા દેવી. ॥ ૬૪ ॥ પછી તેઓની રજા લઈ પોતાના સ્નેહી અને સંબંધિઓની સાથે જમવું. એવી રીતે જે માણસ ત્રૈલોક્યમાં વિખ્યાત એવું આ વ્રત ભક્તિથી કરે ॥ ૬૫ ॥ તે માણસ પોતાની એકવીશ પેહેડીઓનો ઉદ્ધાર કરી

મનગમતાં સુખ ભોગવી ઈંદ્રવગેરે લોકપાલોના સ્થાનકમાં જાય.॥૬૬ ત્યાં વિહાર કરી પછી બ્રહ્માના લોકમાં અને અવિનાશી વિષ્ણુના લોકમાં રમે. પછી શિવલોકમાં જઈ ત્યાં સો કલ્પ સુધી ॥ ૬૭ ॥ મોટાં સુખ ભોગવી શિવનેજ પામે. હે દીકરી ! તું પણ શ્રદ્ધાથી આ મોટું વ્રત કરીશ તો ॥ ૬૮ ॥ તને અત્યંત દુર્લભ મનોરથ પણ મળશે. એ પ્રમાણે એ મોટા મુનિએ ઉપદેશ કરવાથી તે શારદા રાજી થઈ. ॥ ૬૯ ॥ વિશ્વાસથી તેનું વચન માન્યું. પછી તેના માબાપ અને ભાઈઓ ઘેર આવ્યા. ॥ ૭૦ ॥ તેઓ જમીને સુખે બેઠેલા મુનિને જોઈ જલદી આવી તે મહાત્માને પગે લાગ્યા. ॥૭૧॥ અને કૃપા કરો કૃપા કરો એમ બોલતાં પૂજાકરી. તે મુનિની શારદાએ પૂજા કરી ॥ ૭૨ ॥ અને તેમણે શારદાને વ્રતનો ઉપદેશ કરયો તેવાત જાણી સર્વે મોટો હરખ પામ્યા. પછી તે સઘળાઓએ હાથ જોડીને એ મોટા મુનિને કહ્યું કે— ॥ ૭૩ ॥ આપના પધારવાથીજ અમે સઘળા કૃતાર્થ થયા છીએ; આપે અમારૂં કુલ પવિત્ર કરયું અને ઘરપણ સફલ કરયું. ॥ ૭૪ ॥ કોઈ નમટે એવા મોટા કરમજોગથી વિધવાપણું પામેલી આ સતી શારદા ॥ ૭૫ ॥ આજ આપના ચરણારવિંદને શરણ આવીછે તો આ ભયંકર અને સહન ન થાય એવા દુઃખના સમુદ્રમાંથી એનો ઉદ્ધાર કરો. ॥ ૭૬ ॥ આપે પણ ત્યાં-સુધી આ અમારા ઘરની પાસેજ સ્નાન, પૂજા અને જપ કરવા જેવો ઘરનો મઠ છે તેમાં રેહેવું. ॥ ૭૭ ॥ આ બાલક શારદા પણ આપના ચરણનું પૂજન કરશે અને આપની સમક્ષમાંજ વ્રત કરશે. ॥ ૭૮ ॥ હે ગુરૂ ! આપની સમક્ષમાંજ આનું વ્રત પુરૂં થાય ત્યાં સુધી અંહીંજ રહીને અમને કૃતાર્થ કરો. ॥ ૭૯ ॥ એ પ્રમાણે તે શારદાના સઘળા ભાઈઓ વગેરેએ પ્રાર્થના કરવાથી તે વાતની હા કહી તે મુનિ એજ સુંદર મઠમાં રહ્યા. ॥ ૮૦ ॥ સતી શારદાએ પણ એ મુનિએ બતાવેલા માર્ગથી શિવપાર્વતીનું પૂજન કરતાં સારી રીતે વ્રત કરવા માંડયું. ॥ ૮૧ ॥ એ પ્રમાણે સ્કંદ પુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો उमामहेश्वर व्रताचरण એવા નામનો અઢારમો અધ્યાય પુરો થયો. ॥૧૮॥ છ છ છ છ

# ॥ अध्याय ओगणीसमो ॥

સૂત કેહેછે કે– એ પ્રમાણે ગુરૂની પાસે વ્રત કરતી અને બરાબર રીતે નિયમમાં લાગેલી શારદાને એક વર્ષ નીકળી ગયું. ॥ ૧ ॥ વર્સને છેડે તેણે બાપને ઘેરજ એ વ્રત સારી રીતે ઉજવ્યું. બ્રાહ્મણોને જમાડી ॥ ૨ ॥ તેઓને યથાયોગ્ય દક્ષિણા આપી નમસ્કાર કરી રજા દીધી. માબાપે શારદાને ઘણું માન આપ્યું. ॥ ૩ ॥ એ દિવસે ઉપાસ કરી મોટા નિયમ પાળી, ગુરૂએ ઉપદેશ કરયા પ્રમાણે મંત્રનો જપ કરયો. ॥ ૪ ॥ પછી પ્રદોષકાલમાં શિવપૂજન કરી તેજ ઘર પાસેના મઠમાં તે ગુરૂની પાસે ॥ ૫ ॥ જપ તથા પૂજનમાં લાગેલી અને સદાશિવનું ધ્યાન કરતી શારદા રાતનું જાગરણ કરવા સારૂ સદાશિવની પાસે બેઠી. ॥ ૬ ॥ તે રાત્રિમાં એ શારદાની સાથે મુનિએ પણ જપ, ધ્યાન અને તપથી પાર્વતીને પ્રસન્ન કરયાં. ॥ ૭ ॥ શારદાની વ્રતસહિત ભક્તિથી અને મુનિનાં જપ, યોગ અને સમાધિથી પ્રસન્ન થએલાં જગદંબાએ તેમને સાક્ષાત્ દર્શન દીધાં. ॥ ૮ ॥ પાર્વતી પ્રકટ થયાં કે તરતજ તે મુનિને અંધાપો મટીને આંખો આવી. ॥ ૯ ॥ માતાજીને જોઈ મુનિ અને શારદા બન્ને તેમના પગમાં પડયાં. ॥ ૧૦ ॥ બન્નેના મન, ભક્તિભાવથી પ્રફુલ્લિત થયાં અને આનંદનાં આંસુથી શરીર ભીંજાઈ રહ્યાં. સુકોમલ બોલનારાં દયાળુ માતાજીએ એઓને ઉઠાડી પ્રેમથી કહ્યું કે– ॥ ૧૧ ॥ હે મુનિ! અને હે દીકરી! હું તમોને પ્રસન્ન થઈછું. દેવતાઓને પણ ન મળે એવું કયું વરદાન તમને આપું? ॥ ૧૨ ॥ મુનિ બોલ્યા કે– આ શારદા નામની વિધવા કન્યાને મારાથી અંધાપામાં કેહેવાઈ ગયું છે કે– ॥ ૧૩ ॥ 'પતિની સાથે ઘણા વખતસુધી વિહાર કરી તને પુત્રની પ્રાપ્તિ થશે,' તો એ મારૂં વચન સાચું કરો. હું તમને નમુંછું. ॥ ૧૪ ॥ પાર્વતી બોલ્યાં કે– આ શારદા પૂર્વજન્મમાં દ્રાવિડદેશના બ્રાહ્મણની ભામિની એવે નામે બીજી સ્ત્રી હતી. ॥ ૧૫ ॥

એ પતિને પ્યારી અને રૂપ, મીઠાશ તથા કોમલતાવાળી હતી તેણે કામણ કુટણ વગેરે કપટના ઉપાયોથી પતિને વશ કરી લીધો હતો. ॥ ૧૬ ॥ આમાંજ લાગી રહેલા અને પ્રેમથી બંધાએલા તે બ્રાહ્મણે કોઈ દિવસ પણ મોટી સ્ત્રી કે જે પતિવ્રતા હતી તેનો સંગ કર્યો નહીં. ॥ ૧૭ ॥ પતિનો સંગ નહીં મળવાથી પુત્રવિનાની અને સદા શોકથી બળી ગએલી તે સ્ત્રી કાલે કરી મરણ પામી. ॥ ૧૮ ॥ કોઈ દિવસે આના પાડોશી એક જુવાન બ્રાહ્મણે આનું રૂપ જોઈ કામદેવથી પીડાઈ આનો હાથ ઝાલ્યો ॥ ૧૯ ॥ ત્યાં આણે ક્રોધથી લાલ આંખો કરી તેને મનાહ કરી. પછી રાતદિવસ આનુંજ સ્મરણ કરતાં તે બ્રાહ્મણ મરી ગયો. ॥ ૨૦ ॥ આણે પતિને વશ કરી તેને મોટી સ્ત્રીથી વિમુખ કર્યો હતો તે પાપથી આ ભવમાં વિધવા થઈછે. ॥ ૨૧ ॥ જગત્‌માં જે સ્ત્રીઓ સ્ત્રીભર્ત્તારના પ્રેમનો ભંગ કરેછે તેઓને એકવીશ જન્મસુધી બાલરંડપણું થાયછે. ॥ ૨૨ ॥ આણે પૂર્વજન્મમાં મારી મોટી પૂજા કરી હતી તે પુણ્યથી તે પાપ તો સઘળું ત્યારેજ નાશ પામ્યું હતું. ॥ ૨૩ ॥ વિરહથી પીડાઈને જે બ્રાહ્મણ મરી ગયો હતો તે આને પરણીને તરતજ આ ભવમાં મરી ગયો. ॥ ૨૪ ॥ પૂર્વભવમાં આનો જે પતિ હતો તે હમણાં પાંડય દેશમાં મોટો ગૃહસ્થ બ્રાહ્મણ થયોછે. ॥ ૨૫ ॥ આ શારદા તે પતિની સાથે દરેક રાતમાં પ્રેમથી મળીને જાગ્રત કરતાં પણ વધારે સંભોગનું સુખ સ્વપ્નમાં પામે છે. ॥ ૨૬ ॥ આ દેશથી ત્રણસો ને સાઠ યોજન દૂર રહેનારો એ બ્રાહ્મણ કર્મની ગતિથી દરેક રાતે પોતાના મનને પ્યારી આ શારદાને સ્વપ્નમા દેખે છે અને ઘણીવારસુધી ભોગ કરેછે. ॥ ૨૭ ॥ તો આ સતી શારદાને એ પ્રમાણે દરએક રાતે સ્વપ્નમાં પતિનો સમાગમ થવાથી કાલે કરી મોટો વિદ્વાન પુત્ર આવશે. ॥ ૨૮ ॥ અને પોતાના ઘણા દિવસના સમાગમથી પેદા થએલા તે પુત્રને પેલો પાંડય દેશનો બ્રાહ્મણ રોજ સ્વપ્નમાં પ્રેમથી દેખશે. ॥ ૨૯ ॥ હે મુનિ! પૂર્વભવમાં આણે મારી આરાધના કરી

છે તેથી આનેજ વરદાન દેવા સારૂ હમણાં પ્રકટ થઈછું. ॥ ૩૦ ॥ સૂત બોલ્યા કે- પછી જગદંબાએ તે શારદાને પ્રીતિથી કહ્યું કે હે ભાગ્યશાલી દીકરી! મારૂં વચન સાંભળ. ॥ ૩૧ ॥ જ્યારે ક્યારે પણ સ્વપ્નમાં દીઠેલા એ પૂર્વભવના પતિને તું કોઈ દેશમાં દેખીશ ત્યારે વિચક્ષણ છો તેથી તેને ઓળખીશ. ॥ ૩૨ ॥ તું કે જે તેને રોજ સ્વપ્નમાં આવનારી પતિવ્રતા છો તેનું તે બ્રાહ્મણ દેખશે ત્યારે તમારે પરસ્પર વાતો થશે. ॥ ૩૩ ॥ તે સમયમાં તારો વિદ્વાન દીકરો તું તેને આપજે અને આ વ્રતનું ઉત્તમ ફલ પણ તેના હાથમાં દેજે. ॥ ૩૪ ॥ ત્યાંથી માંડી પછી તેનાજ સ્વાધીનમાં રેહેજે. હમણાં તો સ્વપ્નના સમાગમ વિના શરીરનો સમાગમ તમને થશે નહીં. ॥ ૩૫ ॥ તે બ્રાહ્મણ કાલે કરી મરણ પામશે ત્યારે તું સતી થઈ અગ્નિમાં પ્રવેશ કરી તેની સાથેજ મારા પદને પામીશ. ॥ ૩૬ ॥ તને સર્વ લોકના મનને ગમે એવો પુત્ર થશે, સંપત્તિ મળશે અને પરમ પદને પણ પામીશ. ॥ ૩૭ ॥ જગદંબા તેને એ પ્રમાણે વરદાન દઈ તે બન્ને જોયછે એવી રીતે ક્ષણમાત્રમાં અંતર્ધાન થઈ ગયાં. ॥ ૩૮ ॥ કરૂણાના ભંડારરૂપ જગદંબાપાસેથી એ પ્રમાણે વરદાન મળવાથી તે શારદાને મોટો આનંદ થયો અને ગુરૂની પૂજા કરી. ॥ ૩૯ ॥ તે રાત વીત્યા પછી, દેખતા થએલા તે મુનિએ તે સઘળી વાત તેના માબાપ પાસે કહી. ॥ ૪૦ ॥ પછી સઘળાઓની અને કીર્તિવાળી શારદાની રજા લઈ તેઓના ઉપર અનુગ્રહ કરી તે મુનિ પોતાની ઈચ્છા હતી ત્યાં ગયા. ॥ ૪૧ ॥ દિવસો જતાં શારદાને સ્વપ્નના દરએક પલમાં સુખ આપે એવો પતિનો સમાગમ થવા લાગ્યો. ॥ ૪૨ ॥ જગદંબાનું વ્રત કરવાને લીધે પતિવ્રતા શારદાને સ્વપ્નમાં પતિના સમાગમથી ગર્ભ રહ્યો. ॥ ૪૩ ॥ વિધવા શારદાને ગર્ભ રહ્યો જાણી સર્વ લોકો તેને ધિક્કારવા લાગ્યા અને વ્યભિચારિણી કેહેવા લાગ્યા. ॥ ૪૪ ॥ આ ભવમાં મરી ગએલા પતિના નાતીલા અને સગાઓ એ ભુંડી વાત સાંભળી તેના બાપને ઘેર ગયા. ॥ ૪૫ ॥

ભેળા થએલા સર્વે વૃદ્ધો અને પંડિતોએ શારદાને બોલાવી. ગર્ભ-વાળી શારદા મોહોડું નીચું કરી ઊભી રહી. ॥ ૪૬ ॥ તેનો ક્રોધથી કેટલાએક તિરસ્કાર કરવા લાગ્યા અને કેટલાએકે તો મોહોડું પણ જોયું નહીં. અરે વ્યભિચારિણી! ભુંડી બુદ્ધિવાળી! આ તેં શું કામ કર્યું. ॥ ૪૭ ॥ અમારા કુલમાં અપકીર્તિ કરી. એ પ્રમાણે તિરસ્કાર કરતા એ ડાહ્યા ડાહ્યા ઘરડાઓએ ॥ ૪૮ ॥ હવે શું કરવું એમ વિચાર કરવા માંડયો. ત્યાં કેટલાએક નિર્દય ઘરડેરાઓ બોલ્યા કે– ॥ ૪૯ ॥ આ પાપણી અને બન્ને કુલને બોળનારીને મુંડી નાખી, કાન નાક કાપી, ॥ ૫૦ ॥ કુલમાંથી બાતલ કરી ગામ બાહાર કાહાડી મુકવી. એ પ્રમાણે વિચાર કરી સઘળા તે પ્રમાણે કરવા તૈયાર થયા. ॥ ૫૧ ॥ એટલામાં આકાશવાણી થઈ તે સહુના સાંભળવામાં આવી કે આ શારદાએ કાંઈ પાપ કે કુલને દૂષણ કર્યું નથી. ॥ ૫૨ ॥ આના પતિવ્રતાપણાનો ભંગ થયો નથી. આ સ્ત્રી સારા આચરણવાળી છે. હવે પછી જે લોકો આને વ્યભિચાર કરનારી કેહેશે ॥ ૫૩ ॥ તે પાપી લોકોની તરત જીભ કપાઈ પડશે. એ પ્રમાણે શરીરવિના ફક્ત આકાશમાંથી પેદા થએલી તે વાણી સાંભળીને ॥ ૫૪ ॥ તેનાં મા-બાપ વગેરે સઘળાં રાજી થયાં. સર્વે ઘરડેરાઓ અને પંચો વિભ્રમથી ॥ ૫૫ ॥ બે ઘડીવાર ચૂપ થઈ બીકને લીધે નીચું જોઈ રહ્યા. ત્યાં જે કેટલાક અવિશ્વાસીઆ લોકોએ એ વાણી ખોટીછે એમ કહ્યું ॥ ૫૬ ॥ તેઓની જીભના કટકા થઈ ગયા અને થોડીવારમાં મરી ગયા. પછી સઘળા જ્ઞાતિ અને સગાઓએ તે શારદાનો સત્કાર કર્યો. ॥ ૫૭ ॥ બાંધવ, સ્ત્રીઓ અને વૃદ્ધો સારૂં સારૂં કેહેવા લાગ્યા. કેટ-લાએક કુલના મુખીઓ હતા તેઓને તો આંખોમાં આંસુ આવી ગયાં. ॥ ૫૮ ॥ રાજી થએલી કુલની સ્ત્રીઓએ શારદાને ધીરજ આપી. પછી ત્યાં કેટલાએક વાતો કરવા લાગ્યા કે દેવ ખોટું ન બોલે ॥ ૫૯ ॥ પણ ધર્મથી ભ્રષ્ટ થયા વગર આને ગર્ભ શી રીતે રહ્યો હશે!!! એમ સઘળા પંચોના મનમાં સંદેહ ઉત્પન્ન થયો

॥ ૬૦ ॥ જાણી સર્વ લોકોના તત્વને જાણનારો એક ડાહ્યો વૃદ્ધ બોલ્યો કે—જે આ જગત્ દેખવામાં અને સાંભળવામાં આવેછે એ સઘળું માયાની બનાવટ છે. ॥ ૬૧ ॥ આ ક્ષણિક સંસારમાં શું થાય અને શું નહીં થાય એ કાંઈ કહી શકાય એમ નથી. કેમકે ખરી રીતે કાંઈ બન્યુંજ નથી પણ અજ્ઞાનથી દેખવામાં આવેછે. ॥ ૬૨ ॥ માયા, ઈશ્વરના સ્વાધીનમાં છે તો તેની ગતિની કોને ખબર પડે!! યૂપકેતુ રાજાનું વીર્ય પાણીમાં પડ્યું હતું. ॥ ૬૩ ॥ તે પાણી પીવાથી વેશ્યાને ગર્ભ રહ્યો હતો. વિભાંડક ઋષિનું વીર્ય પાણીની સાથે પિવાઈ જવાથી ॥ ૬૪ ॥ મૃગલીને ગર્ભ રેહેતાં ઋષ્યશૃંગ નામનો પુત્ર આવ્યો હતો. સુરાષ્ટ્ર રાજાનો હાથ અડવાથી મૃગલીને ॥ ૬૫ ॥ તુરત ગર્ભ રેહેતાં તેણે તપસ્વી મુનિને જણ્યો હતો. તેમજ સત્યવતી ( વેદવ્યાસની મા) માછલીના ગર્ભમાંથી પેદા થઈ હતી. ॥ ૬૬ ॥ મહિષાસુર ભેંસના ગર્ભમાંથી પેદા થયો હતો. એ પ્રમાણેજ કેટલીક બીજી સ્ત્રીઓને ફકત પતિની કરૂણાથીજ ગર્ભ રહ્યા હતા. ॥ ૬૭ ॥ જેમ કે વસુદેવની સ્ત્રી રોહિણીને પતિની કરૂણાથીજ ( સંગથી નહીં ) પુત્ર થયો હતો. દેવતા કે ઋષિઓના શાપથી કે વરદાનથી ॥ ૬૮ ॥ જે કામ ન થવા જેવું હોય તે પણ થાયછે એમાં કાંઈ સંશય નથી. મુનિઓના શાપથી સાંબના પેટમાંથી મુસલ નીકળ્યું હતું. ॥ ૬૯ ॥ ઋષિઓના મંત્રના જોરથી યુવનાશ્વ રાજાને ગર્ભ રહ્યો હતો. તો આ સતી શારદાને પણ મુનિની સેવા કરવાથી ॥ ૭૦ ॥ અને મોટા વ્રતના પ્રભાવથી નિશ્ચે ગર્ભ રહ્યોછે. આ બાબતમાં સ્ત્રીઓ એને ખાનગી પુછશે તો ॥ ૭૧ ॥ લોકોનો સંદેહ મટી જશે. પછી તેના કેહેવા ઉપરથી સ્ત્રીઓએ તેને એકાંતમાં પુછ્યું. ॥ ૭૨ ॥ એટલે શારદાએ તેઓની પાસે સઘળી પોતાની અદ્ભુત વાત કહી. એ વાત જાણી, તે સતીને માન દઈ, ॥ ૭૩ ॥ રાજી થતા અને વખાણતા સર્વ લોકો પોતપોતાને ઘેર ગયા. પછી સારો સમય આવતાં એ નિર્મલ મનની શારદાએ ॥ ૭૪ ॥ ઉગતા સૂરજ જેવો તેજસ્વી

દીકરો જણ્યો. ઘણાં ઉત્તમ લક્ષણવાળો અને કમલ સરખા નેત્રવાળો તે દીકરો ॥ ૭૫ ॥ બાલ અવસ્થામાંજ ઘણી વિદ્યા ભણીને બુદ્ધિમાન્ થયો. લોકોના મનને ગમે એવા એ બાલકને સમયસર ગુરૂએ જનોઈ દીધું. ॥ ૭૬ ॥ અને લોકોમાં શારદેય એવા નામથીજ પ્રખ્યાત થયો. આઠમે વર્ષે ઋગ્વેદ, નવમે વર્ષે યજુર્વેદ ॥ ૭૭ ॥ અને દશમે વર્ષે સામવેદ વગેરે પરિશ્રમે ભણી ગયો. પછી ત્રૈલોક્યમાં વિખ્યાત શિવરાત્રિનો દિવસ આવ્યો તે ઉપર ॥ ૭૮ ॥ સર્વ દેશના રેહેવાસી લોકો ગોકર્ણક્ષેત્રમાં જવા લાગ્યા તેથી શારદા પણ પોતાના પુત્રને સાથે લઈ ગોકર્ણક્ષેત્રમાં ગઈ. ॥ ૭૯ ॥ ત્યાં પૂર્વજન્મનો ભર્ત્તાર કે જે રોજ સ્વપ્નમાં આવતો હતો તે કેટલાક બ્રાહ્મણો અને સંબંધીઓની સાથે આવ્યો હતો તેને દીઠો. ॥ ૮૦ ॥ તેને જોઈ પ્રેમથી ભરપૂર થએલી અને જેના શરીરમાં રૂવાણાં ઊભાં થઈ ગયાં એવી શારદા પોતાના આંસુને રોકીને તે ઉપર નજર કરીને ઊભી રહી. ॥ ૮૧ ॥ તે બ્રાહ્મણ પણ એ શારદા કે જે સ્વપ્નમાં પોતાને હમેશ કામભોગ આપતી હતી અને રૂપ તથા લક્ષણથી ઓળખાઈ આવી તેને, ॥ ૮૨ ॥ તથા તે પુત્ર પણ કે જે રોજ સ્વપ્નમાં પોતાના વીર્યથી પેદા થએલો જોવામાં આવતો હતો તેને દેખી વિસ્મય પામી તેની પાસે આવ્યો. ॥ ૮૩ ॥ 'તને કાંઈક મારે મનની વાત પુછવી છે', એમ કહી તે શારદાને એકાંતમાં તેડી જઈ તે બ્રાહ્મણે પુછ્યું કે- ॥ ૮૪ ॥ હે સુંદર શરીરવાળી ! તું કોણ છો ? કોની સ્ત્રી છો ? કયા-દેશની છો ? કોની દીકરી છો અને તારૂં નામ શું છે ? ॥ ૮૫ ॥ એ પ્રમાણે પુછવાથી જેની આંખોમાં આંસુ આવી ગયાં એવી શારદાએ બાલ અવસ્થામાં પોતાને વિધવા થવાનું કારણ વગેરે સઘળી હકીકત કહી. ॥ ૮૬ ॥ વળી એ બ્રાહ્મણે પુછ્યું કે- આ ઉત્તમ પુત્ર કોનો છો ? અને ચંદ્રમા જેવા આ બાલકને કઈ સ્ત્રીએ પેટમાં ધર્યો હતો ? ॥ ૮૭ ॥ શારદા બોલી કે- હે સ્વામી ! આ સર્વ વિદ્યા ભણેલો મારો પુત્ર છે અને મારા નામથીજ એનું શાર-

દેય એવું નામ રાખ્યુંછે. ॥ ૮૮ ॥ એ પ્રમાણે તેનું વચન સાંભળી એ બ્રાહ્મણ હસીને બોલ્યો કે- તેં ભુંડામાં ભુંડું કામ કરચું. ॥ ૮૯ ॥ કેમકે તારો ધણી માત્ર તારો હાથ ઝાલીનેજ મરી ગયો છે તો આ પુત્ર શી રીતે પેદા થયો? તેનું કારણ કેહે. ॥ ૯૦ ॥ એ પ્રમાણે તેણે પુછવાથી અત્યંત લજાઈ ગએલી શારદા જરાવાર રોઈ પડીને પછી ધીરજથી બોલી કે- ॥ ૯૧ ॥ હવે મશ્કરીની વાત કરવી રેહેવા દીઓ. તમે મને જાણો છો અને હું તમને જાણું છું. અને આ બાબતમાં આપનું મનજ પ્રમાણ છે. ॥ ૯૨ ॥ એ પ્રમાણે કહી, જગદંબાએ આપેલા વરદાન વગેરે સઘળી હકીકત કહી દેખાડી, તે વ્રતનું પુણ્ય અને તે દીકરો શારદાએ તેના હાથમાં આપ્યાં. ॥ ૯૩ ॥ રાજી થએલો તે બ્રાહ્મણ તે પુત્રને લઈ શારદાનાં માબાપની સંમતિથી શારદાને પણ પોતાને ઘર તેડી ગયો. ॥ ૯૪ ॥ શારદા પણ તેને ઘેર ઘણા મહીના સુધી રહી. તે બ્રાહ્મણ મરી જતાં તેને પછવાડે અગ્નિમાં પ્રવેશ કરી સતી થઈ. ॥ ૯૫ ॥ પછી તે બન્ને જણાં સ્ત્રી ભર્ત્તાર થઈ દિવ્ય વિમાનમાં બેસી દેવતાઈ સુખ ભોગવતાં શિવલોકમાં ગયાં. ॥ ૯૬ ॥ આ પવિત્ર આખ્યાન કે જે પાઠ કરનારાઓને અને સાંભળનારાઓને સારી રીતે ભોગ અને મોક્ષ આપે એવું છે તે મેં તમને કહી સંભળાવ્યું. ॥ ૯૭ ॥ આ આખ્યાનથી આરોગ્ય, સંપત્તિ, ધન અને ધાન્ય વધે, સ્ત્રીઓને સૌભાગ્ય મળે અને સંતાનના સુખની પ્રાપ્તિ થાય. ॥ ૯૮ ॥ પાપના સમૂહને મટાડનાર અને ઉમામહેશ્વરના વ્રતની કથાવાળા આ આખ્યાનને ભક્તિથી જે માણસ એકવાર પણ સાંભળે કે પાઠ કરે તે સંસારનાં સુખ ભોગવી અવિનાશી પદને પામે. ॥ ૯૯ ॥ એ પ્રમાણે સ્કંદ પુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો 'શારદાખ્યાન એવા નામનો ઓગણીસમો અધ્યાય પુરો થયો. ॥ ૧૯ ॥ છ છ છ છ

# ॥ अध्याय वीसमो ॥

સૂત કેહેછે કે– હવે સાંભળનાર અને પાઠ કરનારનાં સઘળાં પાપને મટાડનાર રૂદ્રાક્ષનો મહિમા સંક્ષેપથી કહુંછું. ॥ ૧ ॥ અભક્ત હોય કે ભક્ત હોય, નીચ હોય કે તે કરતાં પણ નીચ હોય, પણ રૂદ્રાક્ષનું જે ધારણ કરે તે સર્વ પાપથી મુકાય છે. ॥ ૨ ॥ રૂદ્રાક્ષ પેહેરવા એ એવું પવિત્ર છે કે તેને કોઈની ઉપમા દેવાય નહીં. તત્વ જાણનારા મુનિઓ એને મહાવ્રત કેહેછે. ॥ ૩ ॥ નિયમ રાખીને જે હજાર રૂદ્રાક્ષનું ધારણ કરે તેને સઘળા દેવતાઓ નમે અને તે માણસ રૂદ્ર જેવોજ ગણાય. ॥ ૪ ॥ હજાર ન મળે તો બાંહામાં સોળ સોળ, ચોટલીમાં એક, હાથમાં બાર બારે, ॥ ૫ ॥ ગળામાં બત્રીસ, માથામાં ચાલીશ, કાનમાં છ છ અને છાતીમાં એકસો આઠ ॥ ૬ ॥ એ પ્રમાણે જે માણસ રૂદ્રાક્ષનું ધારણ કરે તે પણ રૂદ્રની પેઠે પુજાય છે. મોતી, પરવાળાં, સ્ફાટિક, રૂપું, વૈદૂર્ય અને સોનાની ॥ ૭ ॥ સાથે જે રૂદ્રાક્ષનું ધારણ કરે તે શિવરૂપ છે. મળતર પ્રમાણે જે માણસ એકલા રૂદ્રાક્ષ પણ પેહેરે ॥ ૮ ॥ તેને સૂર્યને જેમ અંધારૂં અડે નહીં તેમ કોઈ પાપ અડે નહીં. જે મંત્ર રૂદ્રાક્ષની માળાથી જપાય તે અનંત ફલ આપેછે. ॥ ૯ ॥ અને રૂદ્રાક્ષની માળા વગરનો જપ કરયો હોય તે જપ જેટલુંજ ફલ આપેછે. જેના અંગમાં મહા પવિત્ર રૂદ્રાક્ષ એક પણ ન હોય ॥ ૧૦ ॥ અને કપાલમાં ત્રિપુંઢ્ર પણ ન હોય તેનો જન્મ વ્યર્થ છે. રૂદ્રાક્ષને માથે બાંધીને જે માથે નાહાય ॥ ૧૧ ॥ તેને ગંગાસ્નાનનું ફલ થાય એમાં સંશય નથી. પાણીથી અભિષેક નહી કરતાં જે માણસ રૂદ્રાક્ષનું પૂજન કરે ॥ ૧૨ ॥ તેને અવશ્ય શિવલિંગના પૂજન જેટલું ફલ થાયછે. એક મોહોડાના, પાંચ મોહોડાના, અગીઆર મોહોડાના ॥ ૧૩ ॥ અને ચૌદ મોહોડાના રૂદ્રાક્ષો જગતમાં વખણાય છે. રૂદ્રાક્ષ રૂપ સદાશિવની રોજ ભક્તિથી પૂજા કરી હોય તો ॥ ૧૪ ॥ તે દ-

રિદ્રને પણ કુબેરના જેવી લક્ષ્મી આપેછે. આ વિષયમાં વિદ્વાનો આ પવિત્ર આખ્યાન કેહેછે. ॥ ૧૫ ॥ એ આખ્યાન સાંભળવાથી અને પાઠ કરવાથી મોટા પાપનો ક્ષય થાયછે. કાશ્મીર દેશનો ભદ્રસેન એવા નામનો રાજા હતો. ॥ ૧૬ ॥ તેનો સુધર્મા નામનો પરાક્રમી અને બુદ્ધિમાન કુંવર હતો. અને કારભારીના દીકરાનું નામ તારક હતું; એ પણ ગુણવાન્ હતો. ॥ ૧૭ ॥ એ તારક રાજકુમારનો ઘણો સારો સખા હતો. પરમ સ્નેહી, અને રૂપાળા એ બન્ને કુમાર ॥૧૮॥ બાલક અવસ્થામાં વિદ્યાભ્યાસ અને રમત સાથેજ કરતા હતા. સદા સઘળાં અંગોમાં રૂદ્રાક્ષનાં ઘરેણાં પેહેરી ॥ ૧૯ ॥ અને ભસ્મનું ધારણ કરી ફરતા હતા. હાર, બાજુબંધ, કડાં અને કુંડલ વગેરે ॥૨૦॥ જે સોનાં અને રત્નનાં દાગીના હતા તેઓને મુકી દઈ રૂદ્રાક્ષ પેહેરતા હતા. માળા રૂદ્રાક્ષની, કડાં રૂદ્રાક્ષનાં, ॥ ૨૧ ॥ હાર રૂદ્રાક્ષના અને કુંડલ પણ રૂદ્રાક્ષનાં કરચાં હતાં. સોનાં અને તેઓ રત્નનાં ઘરેણાંને ઢેફાં અને પાણા જેવાં સમજતા હતા. ॥ ૨૨ ॥ લોકોએ ઘણું કહ્યું તોપણ તેઓએ રૂદ્રાક્ષ મુક્યા નહીં. એ કાશ્મીર દેશના રાજાને ઘેર દૈવ ઈચ્છાથી ॥ ૨૩ ॥ સાક્ષાત્ બ્રહ્મા જેવા પરાશરઋષિ આવ્યા. તેમની વિધિસહિત પૂજા કરી ધર્મમાં મોટી શ્રદ્ધાવાળા રાજાએ ॥ ૨૪ ॥ એ ત્રણે કાલ જાણનારા મોટા મુનિને પુછચું કે—હે મહારાજ! આ મારો દીકરો અને આ મારા કારભારીનો દીકરો ॥ ૨૫ ॥ હમેશ રૂદ્રાક્ષ પેહેરેછે અને રત્નનાં ઘરેણાંની ઈચ્છા રાખતા નથી. રત્નનાં ઘરેણાં પેહેરવા વાસ્તે શીખામણ દઈએ છીએ તોપણ ॥ ૨૬ ॥ અમારૂં વચન નહીં માનીને રૂદ્રાક્ષજ પેહેરેછે. કોઈ વખત કોઈએ પણ એઓને એવિષે ઉપદેશ કરચો નથી. ॥ ૨૭ ॥ તે છતાં પોતાની મેળે એઓની એવી વૃત્તિ કેમ થઈછે? પરાશર બોલ્યા કે—હે રાજા! તમારા તથા ॥ ૨૮ ॥ તમારા કારભારીના દીકરાનું વિસ્મય આપે એવું પૂર્વજન્મનું ચરિત્ર કહું તે સાંભળો. પૂર્વે નંદિગ્રામમાં મહાનંદી એવા નામથી વિખ્યાત ॥ ૨૯ ॥ અને શણ-

ગારથી સુંદર શરીરવાળી એક વેશ્યા હતી. તેના ઘરમાં પુનમના ચંદ્રમા જેવું છત્ર, સોનાથી શોભાયમાન વાહન, ॥ ૩૦ ॥ સારી દાંડીવાળાં ચમર, સોનાની ચાંખડી, વિચિત્ર મોંઘાં મૂલનાં તથા શોભાવાળાં લુગડાં, ॥ ૩૧ ॥ ચંદ્રમાની કિરણ જેવી સફેત સેજો, સોનાના ઢોલીઆ, સેંકડો ગાયો, ભેંસો, સેંકડો દાસ, ॥ ૩૨ ॥ સઘળાં ઘરેણાંથી શોભતી જુવાન દાસીઓ, અમૂલ્ય અને નવાં નવાં રત્નથી શોભતાં ઘરેણાં, ॥ ૩૩ ॥ ચંદન, કેસર, કસ્તૂરી, કપુર તથા અગરનાં લેપનો, વિચિત્ર ફૂલથી બનાવેલાં કાનનાં ઘરેણાં, મનગમતું મીઠું ભોજન, ॥ ૩૪ ॥ અનેક પ્રકારના વિચિત્ર ચંદરવા, નોખાં નોખાં તથા ઘણાં ધાન્યો અને કરોડ કરતાં પણ વધારે નાણું હતું. ॥ ૩૫ ॥ એવી રીતના વૈભવવાળી અને મનગમતા વિહાર કરનારી તે વેશ્યા રોજ શિવ પૂજન કરતી, સત્ય ધર્મ પાળતી, ॥ ૩૬ ॥ શિવની કથા સાંભળતી, શિવનાં નામ લેવામાં પ્રીતિ રાખતી, શિવના ભક્તોને પગે લાગતી અને શિવભક્તિમાં લાગેલી હતી. ॥ ૩૭ ॥ એ વેશ્યા પોતાના નાચવાના મંડપમાં ગમ્મતને વાસ્તે હમેશ એક વાનરાને અને એક કુકડાને રૂદ્રાક્ષથી શણગારી ॥ ૩૮ ॥ હાથની તાળીઓથી અને ગાવાથી નચાવતી હતી. અને તેનો નાચ જોઈ સખીઓની સાથે ઉંચે સાદે હસતી હતી. ॥ ૩૯ ॥ જેને બાજુબંધ, ઠોળીઆ અને બીજાં ઘરેણાં પણ રૂદ્રાક્ષનાંજ બાંધ્યાં હતાં એવો વાનરો તેના શીખવવાથી હમેશ છોકરાની પેઠે નાચતો હતો. ॥ ૪૦ ॥ જેના છોગામાં રૂદ્રાક્ષ બાંધ્યા હતા એવો કુકડો પણ નાચવામાં હુંશીઆર થઈ રેહેવાને લીધે જેનારાઓ અચરજ પામે એવી રીતે વાનરાની સાથે ઘણીવારસુધી નાચતો હતો. ॥ ૪૧ ॥ એક દિવસે તે વેશ્યાને ઘેર કોઈ શિવવ્રત કરનારો પુણ્યવાન્ વાણીઓ આવ્યો. તેણે રૂદ્રાક્ષ પેહેરયા હતા, ત્રિપુંડ્ર કરયું હતું. ॥ ૪૨ ॥ અને ભસ્મ લગાવવાથી શોભતા હાથના કાંડામાં મોટાં રત્નોથી જડેલું અને બપોરના સૂર્યનીપેઠે ઝલકતું એક ઉત્તમ કડું પેહેરયું હતું. ॥ ૪૩ ॥ એ વેશ્યા તેને

આવેલો જોઈ, ઘણી પ્રીતિથી સત્કાર કરી, તેના કાંડામાં કડું જોઈ વિસ્મય પામી બોલી કે– ॥ ૪૪ ॥ હે શેઠ! આ તમારા હાથમાં પેહેરેલું, મોટાં રત્નથી જડેલું અને દેવતાઈ સ્ત્રીને ઘટે એવું સુંદર કડું મારા મનને લલચાવે છે. ॥ ૪૫ ॥ એ પ્રમાણે તે ઉત્તમ કડામાં તેને લલચાએલી જોઈ ઉદાર મનવાળો વાણીઓ હસીને બોલ્યોકે– ॥ ૪૬ ॥ આ રત્નના દેવતાઈ કડામાં તારૂં મન લલચાયું છે તો તે તું લે પણ તેની કીમત મને તું શી આપેછે? ॥ ૪૭ ॥ વેશ્યા બોલી કે– અમે તો મનમાં આવે તેમ વિહાર કરનારી વેશ્યાઓ છીએ. કાંઈ પતિવ્રતા નથી. વ્યભિચાર કરવો એજ અમારા કુલને ઘટતો ધર્મ છે એમાં સંશય નથી. ॥ ૪૮ ॥ પણ આ રત્નથી જડેલું કડું આપો તો ત્રણ રાત અને ત્રણ દિવસ સુધી તમારી ઓરત થઈને રહું. ॥ ૪૯ ॥ વાણીઓ બોલ્યો કે–હે પ્યારી! તારી વાત જો સાચી હોય તો હું તે પ્રમાણે કબુલ કરૂં છું. આ રત્નનું કડું આપું છું અને ત્રણ રાત સુધી તું મારી સ્ત્રી થજે. ॥ ૫૦ ॥ આ વ્યવહારમાં ચંદ્રમા અને સૂર્ય સાક્ષી છે. હે પ્યારી! ત્રણ વાર સત્ય વચન બોલી મારી છાતીનો સ્પર્શ કર. ॥ ૫૧ ॥ વેશ્યા બોલી કે– ત્રણ દી સુધી રાત અને દિવસ તમારી સ્ત્રી થઈને તમારી સાથે ધર્મ પાળીશ. એમ બોલીને તેણે એ વાણીઆની છાતીનો સ્પર્શ કર્યો. ॥ ૫૨ ॥ પછી વાણીઆએ કહ્યું કે આ રત્નનું શિવલિંગ મારા પ્રાણ જેવું છે તે તારે બરાબર સાચવવું. જો એને નુકસાન થયું તો મારૂં મોત છે. ॥ ૫૩ ॥ એ વેશ્યા તે પ્રમાણે હા કહી રત્નનું શિવલિંગ લઈ તેને નાચના માંડવાના થાંભલા ઉપર મુકી ઘરમાં ગઈ. ॥ ૫૪ ॥ યાર થએલા વાણીઆ સાથે રાતમાં સમાગમ પામેલી એ વેશ્યા કુણી તળાઈવાળા પલંગમાં સુખેથી સુઈ રહી. ॥ ૫૫ ॥ પછી મધરાત ટાણે નાચના માંડવામાં અકસ્માત્ લાહી લાગી તેથી આખો માંડવો ઘેરાઈ ગયો. ॥ ૫૬ ॥ માંડવો બળવા લાગતાં એ વેશ્યાએ સંભ્રમથી તુરત ઉઠીને તે વાનરા અને કુકડાને છોડી

મુકયા. ॥ ૫૭ ॥ છૂટેલો વાનરો અને કુકડો ઘણા અગ્નિના તણખા-ઓને ખંખેરી નાખી ધાસ્તીથી છેટે ભાગી ગયા. ॥ ૫૮ ॥ થાંભ-લાની સાથે તે શિવલિંગ પણ બળી જતાં ભાંગીને કટકા થઈ ગયું તે જોઈ એ વેશ્યા અને વાણીઆને બહુજ દુઃખ થયું. ॥ ૫૯ ॥ પો-તાના પ્રાણ જેવું લિંગ બળી ગયું જોઈ વૈરાગ્ય આવવાથી એ વાણી-આએ મરવાનો વિચાર કરયો. ॥ ૬૦ ॥ વૈરાગ્ય અને ખેદને લીધે એ વાણીઆએ દુઃખ પામેલી વેશ્યાને કહ્યું કે- શિવલિંગ બળી ગયું, હવે મારાથી જીવી શકાય નહીં. ॥ ૬૧ ॥ તારા જોરાતા નો-કરો પાસે મારે વાસ્તે ચિતા ખડકાવી દે. સદાશિવમાં મન રાખી મારે અગ્નિમાં પ્રવેશ કરવો છે. ॥ ૬૨ બ્રહ્મા ઈંદ્ર અને વિષ્ણુ વગેરે દેવતાઓ ભેળા થઈને મને વારવા આવશે તોપણ આ વખતે ધીરજ રાખી અગ્નિમાં પ્રવેશ કરી હું પ્રાણત્યાગ કરીશ. ॥ ૬૩ ॥ એ પ્રમાણે તેનો મજબુત આગ્રહ જોઈ વેશ્યાએ પોતાના નોકરો પાસે ગામબાહાર ચે ખડકાવી. ॥ ૬૪ ॥ પછી શિવની ભકિતથી પવિત્ર થએલો એ વાણીઓ સળગેલા અગ્નિને પ્રદક્ષિણા કરી સર્વ લોકો જુવેછે એવી રીતે ધીરજથી એમાં પડયો અને તે વેશ્યાને મોટો પસ્તાવો થયો. ॥ ૬૫ ॥ દુઃખ પામેલી વેશ્યા સારા કામનું સ્મરણ કરી સઘળા બંધુઓ સામું જોઈ દીન વચન બોલી કે- ॥ ૬૬ ॥ રત્નનું કડું લઈ મેં સત્ય વચન આપ્યું હતું તે પ્રમાણે ત્રણ દિવસસુધી હું એ વાણીઆની ખરેખરી સ્ત્રી હું. ॥ ૬૭ ॥ મારા કર્મને લીધે આ શિ-વભકત વાણીઓ મરી ગયો માટે તેની સાથેજ અગ્નિમાં પ્રવેશ કરી હું સતી થાઈશ. ॥ ૬૮ ॥ સાથે ધર્મ પાળવાનું મેં કહ્યુંછે તે સત્ય કરીશ. સત્યથી ત્રૈલોકયના અધિપતિ દેવતાઓ પ્રસન્ન થાયછે. ॥ ૬૯ ॥ સત્યમાં લાગ્યું રેહેવું એ મોટો ધર્મ છે. સઘળું સત્યમાં રહ્યું-છે. સ્વર્ગ અને મોક્ષ સત્યથી મળેછે. અસત્યથી સારી ગતિ થાય નહીં. ॥ ૭૦ ॥ માટે સત્યનો આશરો લઈ હું અગ્નિમાં પ્રવેશ કરીશ. એ પ્રમાણે મજબુત આગ્રહવાળી તે વેશ્યાને તેના સંબંધિઓએ વારી

તોપણ ॥ ૭૧ ॥ તેણે સત્યનો નાશ થવાની બીકથી મરવાનો નિશ્ચય કરચો. સઘળી મિલકત શિવભક્તોને આપી દઈ સદાશિવનું ધ્યાન ધરી ॥ ૭૨ ॥ તે ચેના અગ્નિને ત્રણ પ્રદક્ષિણા ફરી તેમાં સામે ઓહોડે પેઠી. સળગેલા અગ્નિમાં પડતી અને પોતાના ચરણમાંજ જેનું મનછે એવી તે વેશ્યાને ત્યાં સાક્ષાત્ સદાશિવે પ્રકટ થઈને વારી. ॥ ૭૩ ॥ સર્વ દેવના દેવ, ત્રણ નેત્રવાળા, ચંદ્રમાની કલાના મુકુટવાળા, અને કરોડો ચંદ્રમા, સૂર્ય તથા અગ્નિ જેવા પ્રકાશતા સદાશિવને જોઈ તે વેશ્યા જાણે ઝલાઈ ગઈ હોય અને બીની હોય તેમ થઈને ઊભી રહી. ॥ ૭૪ ॥ વિહ્વલ, ત્રાસ પામેલી, ધ્રુજતી, સજડ થઈ ગએલી અને રોતી એ વેશ્યાને વારંવાર ધીરજ આપી હાથ ઝાલીને સદાશિવ બોલ્યા કે- ॥ ૭૫ ॥ તારૂં સત્ય, ધર્મ, ધીરજ અને મારે વિષે નિશ્ચલ ભકિત જોવાવાસ્તે હું વાણીઓ થઈને તારી પાસે આવ્યો હતો. ॥ ૭૬ ॥ માયાથી અગ્નિ ઉત્પન્ન કરી નાચવાનો માંડવો મેંજ બાળી નાખ્યો અને શિવલિંગ બાળીને હુંજ અગ્નિમાં પેઠો. ॥ ૭૭ ॥ વેશ્યાઓ કપટ કરનારી, મનગમતી રીતે ચાલનારી અને લોકોને ઠગનારી હોય છે પણ તેં તો સત્યનું સ્મરણ કરી મારી સાથે અગ્નિમાં પ્રવેશ કરચો. ॥ ૭૮ ॥ એટલા માટે દેવતાઓને પણ ન મળે એવાં સુખ, લાંબું આયુષ્ય, આરોગ્ય અને પ્રજાની વૃદ્ધિ તને આપીશ. ॥ ૭૯ ॥ બીજી પણ તારા મનમાં જે જે ઈચ્છા હોય તે આપવા તૈયાર છું. એવાં શંકરનાં વચન સાંભળી વેશ્યા બોલી કે- ॥ ૮૦ ॥ પૃથ્વી, સ્વર્ગ કે પાતાલમાના સુખની મને ઈચ્છા નથી. તમારા ચરણારવિંદના સ્પર્શ શિવાય બીજું કાંઈ હું માગતી નથી. ॥ ૮૧ ॥ આ મારા નોકરો, દાસીઓ, અને જે કોઈ બીજા મારા બાંધવો છે તે સઘળા તમારા પૂજનમાંજ લાગેલા અને તમારામાંજ મન રાખી રહ્યાછે. ॥ ૮૨ ॥ માટે એ સઘળાઓને મારી સાથે તમારા પરમપદમાં લઈ જઈ ફરીવારના ભયંકર ભવના ફેરાથી છોડાવો. તમને નમુંછું. ॥ ૮૩ ॥ સદાશિવ, એ પ્રમાણે તેના વચનો

કબુલ કરી એ વેશ્યાની સાથે તે સઘળાઓને પરમપદમાં તેડી ગયા. ॥ ૮૪ ॥ નાચનો માંડવો બળતાં ત્યાંથી ભાગી જવાને લીધે એક કુકડો અને વાનરો બચી ગયા હતા. ॥ ૮૫ ॥ તેઓ કાલે કરી મરણ પામતાં જે વાનરો હતો તે હાલ તમારો કુંવર થયોછે અને કુકડો હતો તે કારભારીનો દીકરો થએલ છે. ॥ ૮૬ ॥ પૂર્વજન્મમાં રૂદ્રાક્ષ પેહેરવાના પુણ્યથી આ બન્ને મોટા કુલમાં અવતરયાછે. ॥ ૮૭ ॥ અને પૂર્વજન્મના અભ્યાસથી નિર્મલ મનવાળા થઈ રૂદ્રાક્ષોનું ધારણ કરેછે. હવે આ જન્મમાં શિવનું પૂજન કરી શિવલોકને પામશે. ॥૮૮॥ આવી રીતે આ બે બાલકોની વાત કહી અને શિવભક્ત વેશ્યાની પણ કથા કહી. હવે બીજી શી વાત પુછવાની ઈચ્છાછે? ॥ ૮૯ ॥ એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો रुद्राक्षमहिमा वर्णन એવા નામનો વીશમો અધ્યાય પુરો થયો. ॥ ૨૦ ॥ છ છ

---

## ॥ अध्याय एकवीसमो ॥

સૂત કેહેછે કે— એ પ્રમાણે પરાશર ઋષિની અમૃત જેવી વાણી સાંભળી રાજી થએલા રાજાએ હાથ જોડી બીજું પુછયું કે— ॥ ૧ ॥ અહો! સજ્જનનો સમાગમ માણસોના સર્વ પાપને મટાડનાર, કામ તથા ક્રોધને હણનાર અને સર્વ મનોરથને પૂરનાર છે. ॥ ૨ ॥ તમારાં દર્શન માત્રથીજ મારૂં અજ્ઞાન મટયું. જ્ઞાનદ્રષ્ટિનો પ્રકાશ થયો અને હું દેવતા સમાન થયો. ॥ ૩ ॥ આ બે બાલકોના પૂર્વજન્મની વાત સારી રીતે સાંભળી. હવે મારા પુત્રની ભવિષ્ય વાત પણ સાંભળવાને ઈચ્છુંછું. ॥ ૪ ॥ આનું આયુષ્ય કેટલા વર્ષનું છે? ભાગ્ય, વિદ્યા, કીર્ત્તિ, શક્તિ, શ્રદ્ધા અને ભક્તિ કેવાં થશે? ॥ ૫ ॥ એ સઘળી વાત સંપૂર્ણરીતે મને કહો. હું તમારો શિષ્ય છું, દાસ છું. અને શરણાગત છું. ॥ ૬ ॥ મુનિ બોલ્યા કે— જે વાત કેહેવા જેવી નથી તે હું કેમ કહી શકું. કેમકે એ વાત સાંભળવાથી ધીરજવાનને પણ

ખેદ થાય એમ છે. ॥ ૭ ॥ તોપણ તમે સાચા ભાવથી પુછો છો એટલે તમારા સ્નેહને લીધે ન કેહેવાનું છે તેપણ કહીશ. ॥ ૮ ॥ આ તમારા કુંવરને બાર વર્ષ થઈ ગયાંછે હવે આજથી સાતમે દિવસે એ મરણ પામશે. ॥ ૯ ॥ એ પ્રમાણે ઝેર જેવું તેમનું વચન સાંભળી શોકથી તુરત મૂર્છા પામેલો રાજા ધરતીપર પડી ગયો. ॥ ૧૦ ॥ દયાળુ મુનિ, તે રાજાને ઊઠાડી ધીરજ આપી બોલ્યા કે હે રાજા! ભય રાખમાં. તારૂં હિત થાય એવું બતાવું છું. ॥ ૧૧ ॥ સૃષ્ટિ થયા પેહેલાં અપ્રકટ, એક, વિભાગ રહિત અને ચૈતન્ય તથા આનંદમય જે પરબ્રહ્મ કેહેવાય છે તે સર્વના આદિ કેવલ સદાશિવ છે. ॥ ૧૨ ॥ તેણેજ પ્રથમ પોતાથી રજો ગુણરૂપી બ્રહ્માને પેદા કરી તેને સૃષ્ટિ કરવાના કામની આજ્ઞા કરી વેદ આપ્યા હતા. ॥ ૧૩ ॥ વળી આત્માના તત્વનું જેમાં મુખ્ય નિરૂપણ છે એવા સર્વ ઉપનિષદનો સારરૂપ રૂદ્રાધ્યાય પણ આપ્યો. ॥ ૧૪ ॥ એક, અવિનાશી, સનાતન અને સાક્ષાત્ પરબ્રહ્મ જે શિવરૂપ તત્વ છે તે રૂદ્રાધ્યાયમાં રહેલ છે. ॥ ૧૫ ॥ એ બ્રહ્માએ ચાર મોહોડાંઓથી જગત પેદા કરચું અને જગત્‌ની મર્યાદા રાખવા વાસ્તે ચાર વેદ પ્રકટ કરચા. ॥ ૧૬ ॥ તેમાં બ્રહ્માના દક્ષિણ તરફના મોહોડાંમાંથી ઉત્પન્ન થએલા યજુર્વેદમાંથી એ સર્વ ઉપનિષદનો સારરૂપ રૂદ્રાધ્યાય નીકળ્યો છે. ॥ ૧૭ ॥ મરીચી અને અત્રિ વગેરે મુનિઓએ દેવતાઓની સાથે તે રૂદ્રાધ્યાયનો અભ્યાસ કરચો અને તેઓની પાસેથી તેઓના શિષ્યો ભણ્યા. ॥ ૧૮ ॥ તેઓના શિષ્યોના શિષ્યો અને તેઓના પુત્રોના પુત્રોએ શીખાતો આવતો રૂદ્રાધ્યાય પ્રસિદ્ધ છે. ॥ ૧૯ ॥ રૂદ્રાધ્યાયનો જપ કરવો એજ પુરૂષોને મોટા મંત્ર, મોટું તપ અને મોટું મોક્ષનું સાધન છે. ॥ ૨૦ ॥ મહાપાપી અને ઉપપાતકી જેઓ શાસ્ત્રમાં કહ્યા છે તેઓ પણ રૂદ્રાધ્યાયનો જપ કરવાથી પરમ ગતિ પામેછે. ॥ ૨૧ ॥ વળી પણ બ્રહ્માએ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ અવતારવાળા દેવ, માણસ અને પશુ પક્ષિ વગેરેને સરજ્યાં.

અને તેઓથી જગત ભરાઈ ગયું. ॥ ૨૨ ॥ તેઓના પોત પોતાના અવતાર પ્રમાણે કર્મ પણ ઉત્પન્ન કર્યાં કે જે કર્મોમાં પ્રવર્ત્તીને લોકો તેઓનાં ફલ ભોગવે છે. ॥ ૨૩ ॥ લોકની સૃષ્ટિનો પ્રવાહ ચાલ્યો જાય એટલા સારૂ બ્રહ્માએ પોતેજ છાતીમાંથી ધર્મને અને વાંસામાંથી અધર્મને ઉત્પન્ન કર્યો. ॥ ૨૪ ॥ ધર્મ કરે તેઓને સારૂં ફલ થાયછે અને અધર્મ કરે તેઓને ભુંડું ફલ થાયછે. ॥ ૨૫ ॥ સારા કર્મનું ફલ સ્વર્ગ છે અને ભુંડાં કર્મનું ફલ નરક છે. ઈંદ્રને સ્વર્ગનો અધિપતિ અને યમને નરકનો અધિપતિ બ્રહ્માએ કરેલછે. ॥ ૨૬ ॥ કામ, ક્રોધ અને લોભ તથા મદ, માન વગેરે બીજા પણ સર્વે નરકના અધિપતિઓ અધર્મના દીકરા છે. ॥ ૨૭ ॥ ગુરૂ પત્નીમાં ગમન, મદિરાપાન અને ચાંડાલીનીમાં ગમન, એટલા કામના મુખ્ય દીકરા છે. ॥ ૨૮ ॥ પિતાનો વધ, માતાનો વધ અને બ્રહ્મહત્યા એ બધાં ક્રોધનાં છોકરાં છે. ॥ ૨૯ ॥ નરકનો વધારો કરવા વાસ્તે એ સઘળાં ચાંડાલ જેવાં મોટાં પાપોને બોલાવી યમ રાજા તેઓના અધિપતિ થયા. ॥ ૩૦ ॥ યમ રાજાની આજ્ઞાથી એ મુખ્ય નવ તથા બીજાં પણ મહાપાપો મળીને સર્વે ॥ ૩૧ ॥ પોતાના ચાકરો ઉપપાતકોની સાથે નરકોનું પાલન કરવા લાગ્યાં. સાક્ષાત્ મોક્ષનો સાધનરૂપ રૂદ્રાધ્યાય પૃથ્વીમાં આવ્યો ત્યારે ॥ ૩૨ ॥ એ બધાં મહાપાપોએ ઉપપાતકોની સાથે ભાગી જઈને યમ રાજાને અરજ કરી કે-॥ ૩૩ ॥ હે મહારાજ! અમે તમારા નોકરો છીએ તેઓને તમે નરક વધારવાને વાસ્તેજ અધિકાર આપ્યો છે. ॥ ૩૪ ॥ પણ હમણાં જગતમાં અમે રહી શકતાં નથી. રૂદ્રાધ્યાયના પ્રતાપથી બળી જઈને ભાગી આવ્યા છીએ. ॥ ૩૫ ॥ ગામોગામમાં, નદીના કાંઠાઓમાં અને પવિત્ર સ્થાનકોમાં રૂદ્રાધ્યાય ફેલાઈ રહ્યોછે તો હવે અમે શી રીતે જગતમાં ફરી શકીએ? ॥ ૩૬ ॥ બીજાં તો હજારો પ્રાયશ્ચિતોને પણ જરાય ગણીએ એમ નથી. રૂદ્રાધ્યાયના અક્ષરો અમારાથી સહન થતા નથી. ॥ ૩૭ ॥ જગતનો ઘાત કરનારાં અમે મહાપાપ વગેરે

છીએ તેઓને રૂદ્રાધ્યાય મોટા ભય અને મોટા ઝેરરૂપ થઈ પડ્યો છે. ॥ ૩૮ ॥ એટલા માટે રૂદ્રાધ્યાયથી થએલી અમારી એ સહન ન થાય એવી મોટી બીકને આપે મટાડવી જોઈએ. ॥ ૩૯ ॥ એ પ્રમાણે પાપોએ અરજ કરતાં યમરાજાએ પોતે બ્રહ્માપાસે આવીને એ વાત નિવેદન કરી કે— ॥ ૪૦ ॥ હે દેવનાદેવ! હે જગતના નાથ! હું તમારે શરણ આવેલોછું. આપે પાપી મનુષ્યોને શિક્ષા કરવાસારૂ મને સ્થાપ્યોછે. ॥ ૪૧ ॥ પણ હમણાં પૃથ્વીમાં કોઈ મનુષ્ય પાપી નથી. કેમકે રૂદ્રાધ્યાયે પાપોના મોટા કુલનો નાશ કર્યોછે. ॥ ૪૨ ॥ પાપોનું કુલ નાશ પામવાથી નરકો ખાલી પડ્યાછે અને નરકો ખાલી પડ્યા રેહે ત્યારે મારૂં રાજ્ય પણ નકામું છે. ॥ ૪૩ ॥ માટે જે રીતે માણસો ઉપર મારો અધિકાર છે તે મટે નહીં એવો કોઈ ઉપાય આપે વિચારવો જોઈએ. ॥ ૪૪ ॥ એ પ્રમાણે ખેદ પામેલા યમરાજાએ અરજ કરવા ઉપરથી બ્રહ્માએ રૂદ્રાધ્યાયનો ઘાત કરવા વાસ્તે ઉપાય કર્યો. ॥ ૪૫ ॥ અશ્રદ્ધા અને દુર્બુદ્ધિ એ બે અવિદ્યાની દીકરીઓ કે જેઓ શ્રદ્ધા અને બુદ્ધિનો નાશ કરનારછે તેઓને માણસોમાં મોકલી. ॥ ૪૬ ॥ એ બે જણીઓએ લોકને મોહ ઉપજાવતાં રૂદ્રાધ્યાય વિમુખ થઈ ગયો એટલે યમરાજા પોતાને ઠેકાણે આવી કૃતાર્થ થયા. ॥ ૪૭ ॥ પૂર્વજન્મોમાં કરેલાં પાપોથી મનુષ્યોનાં આયુષ્ય થોડાં થાયછે. તે પાપો રૂદ્રાધ્યાયનો જપ કરવાથી મટી જાયછે. ॥ ૪૮ ॥ સઘળાં પાપો નાશ પામે ત્યારે પ્રાણીઓને આયુષ્ય, બલ, ધીરજ, આરોગ્ય, જ્ઞાન અને ઐશ્વર્ય વધેછે. ॥ ૪૯ ॥ રૂદ્રાધ્યાય ભણીને શંકરને નવરાવ્યા હોય તે પાણીથી જેઓ નાહાય તેઓનું મરણ મટી જાયછે. ॥ ૫૦ ॥ રૂદ્રાધ્યાય વડે મંત્રેલા પાણીથી જે લોકો નાહાય તેઓને મરણની બીક મટેછે અને શિવલોકના આનંદની પ્રાપ્તિ થાયછે. ॥ ૫૧ ॥ શતરૂદ્ર (રૂદ્રાધ્યાય) વડે અભિષેક કરવાથી માણસ સો વર્ષના આયુષ્યવાળો થાયછે અને વળી પાપથી મુકાઈ શિવને પ્યારો થાયછે. ॥ ૫૨ ॥ માટે આ તમારા કુંવરને

દશહજાર રૂદ્રાધ્યાયથી નવરાવો. એમ કરવાથી દશહજાર વર્ષસુધી ઈંદ્રની પેઠે પૃથ્વીમાં આનંદ કરશે. ॥ ૫૩ ॥ બલ અને ઐશ્વર્ય કોઈ દિવસ ત્રુટશે નહીં. શત્રુઓ નાશ પામશે. રોગ થશે નહીં. સઘળાં પાપ ટળી જશે અને નિષ્કંટક રાજ્ય કરશે. ॥ ૫૪ ॥ વેદ ભણેલા, શાંત, પુણ્યવાળા, સારાં વ્રત કરનારા, તપમાં આસ્થાવાળા અને સદાશિવની ભક્તિમાં લાગેલા હોય એવા બ્રાહ્મણોને બોલાવો. ॥ ૫૫ ॥ નિર્મલ મનવાળા એ બ્રાહ્મણો રૂદ્રાધ્યાયનો જપ સારી રીતે કરશે એટલે તેઓના જપના પ્રતાપથી તરત કલ્યાણ થશે. ॥ ૫૬ ॥ એ પ્રમાણે એ મોટા મુનિનું બોલવું સાંભળી રાજાએ પ્રથમ તેનેજ ક્રિયાના આચાર્ય ઠરાવ્યા. પછી જેઓએ ધનની આશાને મુકી દીધી હતી એવા બીજા હજાર મુનિઓને થોડીવારમાં બોલાવ્યા. ॥ ૫૭ ॥ શાંત મનવાળા એ હજાર બ્રાહ્મણો સો કળશોનું સ્થાપન કરી તેઓમાં પવિત્ર વૃક્ષોના રસ નાખી ॥ ૫૮ ॥ રૂદ્રાધ્યાયના મંત્રોથી વિધિ સહિત એ રાજકુમારને નવરાવવા લાગ્યા. સાતમે દિવસે ॥ ૫૯ ॥ મુનિઓ નવરાવતા હતા ત્યાં એ રાજકુમાર અકસ્માત જાણે બીનો હોય તેમ થઈ ગયો. ॥ ૬૦ ॥ પણ મુનિઓએ રક્ષા કરવાથી પાછો તરતજ સૂધમાં આવ્યો. સૂધમાં આવીને બોલ્યો કે-મોટા વીર પુરૂષો ત્યાં મને મારતાં મારતાં ॥ ૬૧ ॥ મોટા પાશથી [બાંધી દૂર લઈ ગયા હતા. એટલું મારા જોવામાં આવ્યું ત્યાં તમોએ મને બચાવી લીધો. ॥ ૬૨ ॥ રાજકુમારનું એ બોલવું સાંભળી બ્રાહ્મણોએ તેને આશિર્વાદ દીધા અને એ ઘાત ગયાની વાત રાજા પાસે કહી દેખાડી. ॥ ૬૩ ॥ પછી રાજાએ સર્વ બ્રાહ્મણોને દક્ષિણા આપી રાજી કર્યા અને ભક્તિ સહિત સારા અન્નથી જમાડ્યા. ॥ ૬૪ ॥ એ વેદ જાણનારા મુનિઓના આશિર્વાદ લઈ બંધુજનોની સાથે જમી રાજા સભામાં આવ્યો. ॥ ૬૫ ॥ મુનિઓની સાથે રાજા સભામાં આવ્યો તે સમયે મોટા યોગી અને દેવતાઓના ઋષિ નારદજી ત્યાં આવ્યા. ॥ ૬૬ ॥ મુનિઓમાં મોટા નારદજી આવ્યા તેને જોઈ સર્વ મુનિઓની સાથે તેમને પ્રણામ

કરી ભક્તિથી આસનપર બેસાડી પૂજન કરી રાજાએ પુછ્યું કે- ॥ ૬૭ ॥ ત્રૈલોક્યમાં તમે જે કાંઈ અદ્‌ભુત દીઠું હોય તેની વાત અમને કહો. અમે સઘળા તમારા વચનરૂપી અમૃત પીવાને ઈચ્છીએ છીએ. ॥ ૬૮ ॥ નારદજી બોલ્યા કે-હે રાજા! આકાશમાંથી આવતાં હમણાંજ મે અદ્‌ભુત દીઠું તેની વાત આ મુનિઓની સાથે સાંભળો. ॥૬૯॥ ભયંકર અને જગત્‌ને સદા દુઃખ દેનારો મૃત્યુ, હાથમાં દંડ લઈને આજજ તમારા પુત્રને મારવા અંહીં આવ્યો હતો. ॥ ૭૦ ॥ તમારા પુત્રને મારવાવાસ્તે મૃત્યુ આવ્યો એ વાત જાણીને સદાશિવે પણ પોતાના પાર્ષદોની સાથે વીરભદ્ર નામના ગણને મોકલ્યો.॥૭૧॥ વીરભદ્રે આવીને, મૃત્યુંકે જે તમારા પુત્રને મારવા આવ્યો હતો તેને ક્રોધથી મજબુત બાંધી લઈ બલાત્કારથી ધોકે ધોકે મારી, ॥ ૭૨ ॥ સદાશિવ પાસે લઈ જવા માંડ્યો. એ વાત જાણી યમરાજા પોતે હાથ જોડીને વીરભદ્ર પાસે આવ્યા તેમણે જય જય એમ બોલી પ્રણામ કરી વીરભદ્રને કહ્યું કે- ॥ ૭૩ ॥ હે દેવદેવ! હે મહારૂદ્ર! હે વીરભદ્ર! તમને નમસ્કાર કરૂંછું. આ મૃત્યુ નિરપરાધ છતાં તેના ઉપર તમને ક્રોધ કેમ ચડ્યો? ॥ ૭૪ ॥ પોતાના કર્મના સંબંધ પ્રમાણે રાજકુમારની આયુષ્ય ત્રુટી જતાં તેને મારવા મૃત્યુ તૈયાર થયો તેમાં તેનો શો અપરાધ છે? કહો. ॥ ૭૫ ॥ વીરભદ્ર બોલ્યા કે- રૂદ્રાધ્યાયના જલથી સ્નાન કરતાં પાપ મટી જવાને લીધે જેની દશહજાર વર્ષની આવરદા થઈછે એવા રાજકુમારને વચમાં વિપત્તિ કેમ આવે? ॥ ૭૬ ॥ મારા બોલવામાં પણ આપને જો કાંઈ સંશય રેહેતો હોય તો ચિત્રગુપ્તને બોલાવી હમણાંજ પુછી જુવો. વિલંબ નહીં કરો ॥ ૭૭ ॥ નારદજી કેહેછે કે- પછી યમરાજાએ ચિત્રગુપ્તને જલદી બોલાવી લઈ રાજકુમારના આયુષ્યવિષે પુછતાં તેણે કહ્યું કે- ॥ ૭૮ ॥ બાર વર્ષનું આયુષ્યછે. વળી વિચાર કરી લખતમાં તપાસીને કહ્યું કે દશહજાર વર્ષનું આયુષ્યછે. ॥ ૭૯ ॥ પછી ભય પામેલા યમરાજાએ વીરભદ્રને પગે લાગી મૃત્યુને માંડ માંડ એ

ભયંકર બંધનમાંથી છોડાવ્યો. ॥ ૮૦ ॥ વીરભદ્રની રજા લઈ યમ રાજા પોતાને ઘેર ગયા. વીરભદ્ર કૈલાસમાં ગયા અને હું તમારી પાસે આવ્યો. ॥ ૮૧ ॥ હવે આ તમારો કુંવર, રૂદ્રજપના પ્રતાપથી મૃત્યુની બીક મટી જતાં દશહજાર વર્ષસુધી સુખ ભોગવશે. ॥ ૮૨ ॥ એ પ્રમાણે કહી રાજાની રજા લઈ નારદજી સ્વર્ગમાં જતાં રાજી થએલા સર્વ બ્રાહ્મણો પોતપોતાના આશ્રમમાં ગયા. ॥ ૮૩ ॥ એવી રીતે કાશ્મીરદેશનો રાજા રૂદ્રાધ્યાયના પ્રતાપથી સર્વ દુઃખોમાંથી નીકળીને પુત્ર સહિત કૃતાર્થ થયો. ॥ ૮૪ ॥ જે માણસો આ શંકરના મહિમાનો પાઠ કરે અથવા કાનથી સાંભળે તેઓ કરોડો જનમનાં પાપથી મુકાઈ શાંત થઈ સદાશિવના પરમ ધામને પામે. ॥૮૫॥ એ પ્રમાણે સ્કંદ પુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો रुद्राध्याय माहात्म्य वर्णन એવા નામનો એકવીશમો અધ્યાય પુરો થયો. ॥ ૨૧ ॥ છ

## ॥ अध्याय बावीसमो ॥

સૂત બોલ્યા કે– આ કલ્યાણકારી અને સંસારથી બંધાએલા માણસોને તરત મુક્તિ આપનાર માર્ગ સદાશિવેજ દેખાડયો છે. ॥ ૧ ॥ દુર્બુદ્ધિવાળા, વેદના અધિકાર વગરના, સ્ત્રીઓ, અધમ દ્વિજો અને સર્વે પ્રાણિઓને વાસ્તે ॥ ૨ ॥ સાધારણ, સાક્ષાત્ મોક્ષને આપનાર, મોટા મુનિઓએ સેવેલો અને દેવતાઓએ પણ વખાણેલો ॥ ૩ ॥ માર્ગ એજ છે કે સદાશિવની કથાનું શ્રવણ કરવું. એથી સંસારની બીક મટે અને તરત મુક્તિ થાય. ॥ ૪ ॥ અજ્ઞાન રૂપી તિમિરથી આંધળાઓને જ્ઞાનરૂપી સિદ્ધિ આપનાર દીવો પણ એજ છે. સંસારરૂપી રોગથી પીડાએલાઓને સેવવા જેવું ઓસડ પણ એજ છે. ॥ ૫ ॥ મહા પાપરૂપી પર્વતોને વજ્ર પડવા જેવું ભયંકર એજ છે તેમજ કર્મનાં બીજને બાળનાર અને સર્વ સંપત્તિઓનું સાધન પણ એજ છે. ॥ ૬ ॥ ત્રૈલોક્યને પવિત્ર

કરનારી શિવ કથાને જેઓ સાંભળે છે તેઓ આ લોકમાં રુદ્રરૂપજ છે એમાં સંશય નથી. ॥ ૭ ॥ સદાશિવની કથાને સાંભળનારા અને પાઠ કરનારાઓનાં ચરણની રજજ તીર્થરૂપ છે એમ મુનિ-ઓએ કહ્યું છે. ॥ ૮ ॥ એટલા માટે જેઓને મોક્ષ પાંમવાની ઈચ્છા છે તેઓ ભક્તિથી સદા શિવની પુરાણોક્ત કથા સાંભળે છે. ॥ ૯ ॥ આખો દીવસ પુરાણની કથા સાંભળવાની શક્તિ ન હોય તો રોજ સાવધાનપણાથી બે ઘડીવાર તો સાંભળવીજ જોઈએ. ॥૧૦॥ કદાચ એ પ્રમાણે કરવાની પણ શક્તિ ન હોય તો પવિત્ર મહીના, પવિત્ર દિવસ અને પવિત્ર તિથિઓમાં પણ ॥ ૧૧ ॥ જે માણસ પુરાણોક્ત કથા સાંભળે.તે માણસ કર્મરૂપી મોટા વનને બાળી સંસા-રમાંથી તરી જાય છે. ॥ ૧૨ ॥ બે ઘડીવાર, ઘડીવાર, અથવા ક્ષણમાત્ર પણ જેઓ ભક્તિથી પવિત્ર કથા સાંભળે તેઓને અધમ ગતિ થાય નહીં. ॥ ૧૩ ॥ સર્વ યજ્ઞો અને સર્વ દાનો કરવાથી જે-ટલું પુણ્ય થાય તેટલું પુણ્ય, એક વાર કથા સાંભળવાથી મળે છે. ॥ ૧૪ ॥ કલિયુગમાં તો વિશેષે કરી કથા સાંભળવાથી, વધારે કોઈ ઉત્તમ ધર્મ નથી અને બીજો મુક્તિનો માર્ગ પણ નથી. ॥ ૧૫ ॥ મહા-દેવનું કીર્ત્તન પણ પુરાણ સાંભળવાથી અધિક નથી. કથાનું શ્રવણ માણસોને કલ્પ વૃક્ષની પેઠે મોટું ફલ આપે છે . ॥ ૧૬ ॥ કલિયુ-ગનાં માણસો ઓછી આવરદાવાળાં, દુબળાં, પરિશ્રમથી પીડાએલ, દુર્બુદ્ધિવાળાં, દુઃખીઆં અને ધર્મ તથા આચાર વિનાના છે, ॥ ૧૭ ॥ એમ વિચારી તેઓના ઉપર કૃપા કરી વેદવ્યાસે તેઓના હિતને વાસ્તે પુરાણ નામનો અમૃતનો રસ ઉત્પન્ન કર્યો છે. ॥ ૧૮ ॥ અમૃતને તો યત્નથી પીએ ત્યારે જરા મરણ મટે પણ આ સદાશિવની કથા તો સેહેજ પીવાથી જરા અને મરણથી મુક્ત કરે છે. ॥ ૧૯ ॥ પુરા-ણ જાણનારો પુરૂષ, બાલક, જુવાન, દરિદ્ર, ઘરડો કે દુબળો હોય તોપણ તેને ધર્મ ઈચ્છનારાએ નમવો જોઈએ અને સદા પૂજવો જોઈએ. ॥ ૨૦ ॥ જેના મુખકમલમાંથી નીકળેલી વાણી પ્રાણિ-

ઓને કામધેનુની પેઠે સુખ આપે છે એવા પુરાણ વાંચનારને હલકો ગણવો નહીં. ॥ ૨૧ ॥ લોકમાં કેટલાએક જન્મથી અને કેટલાએક ગુણથી ગુરૂ છે તેઓ સઘળામાં પુરાણ જાણનારો મોટો ગુરૂ છે. ॥ ૨૨ ॥ કરોડો અવતારોમાં જનમી જનમીને પીડાતા માણસને જે મોક્ષ આપે છે તે વિના બીજો કયો મોટો ગુરૂ છે. ? ॥ ૨૩ ॥ પવિત્ર, જિતેંદ્રિય, શાંત, અદેખાઈ વગરનો, સજ્જન, દયાવાળો, વાત કરવામાં ચતુર અને બુદ્ધિમાન એવો પુરાણ વાંચનાર જોઈએ. ॥ ૨૪ ॥ વ્યાસના આસનપર બેઠેલા પુરાણ વાંચનાર બ્રાહ્મણે કથાનો પ્રસંગ પુરો ન થયો હોય ત્યાં સુધી કોઈને નમસ્કાર કરવો નહીં. ॥ ૨૫ ॥ ધૂતારા, દુરાચારી અને વાદમાં જીતી લેવા ઈચ્છનારાઓ વગેરે કુટિલ મનના માણસોની આગળ કથા કરવી નહીં. ॥ ૨૬ ॥ જ્યાં ઘણા દુર્જન બેઠા હોય, શૂદ્ર અને કુતરા વગેરે ઘણા હોય અથવા જુગાર રમવાની જગ્યા હોય ત્યાં બુદ્ધિમાન પુરૂષે પવિત્ર કથા કરવી નહીં. ॥ ૨૭ ॥ સારા ગામમાં, સારાં માણસો બેઠાં હોય એવા સ્થલમાં, દેવ મંદીરમાં, અને પવિત્ર ઘેરો કે નદીના કિનારા ઉપર કથા કરવી. ॥ ૨૮ ॥ સાંભળનારાઓ, શિવની ભક્તિવાળા, બીજા કામોમાં લાલચ નહીં રાખનારા, મુંગા બેસી રેહે એવા, અને સારી કથામાં પ્રીતિવાળા હોય તો તેઓને પુણ્ય મળે છે. ॥ ૨૯ ॥ ભક્તિ વગરના જે અધમ માણસો પવિત્ર કથા સાંભળે તેઓને પુણ્યનું ફલ થાય નહીં અને જન્મોજન્મમાં દુઃખ પામે. ॥ ૩૦ ॥ ભક્તિ સહિત પાનબીડાં વગેરેથી પુસ્તકની પૂજા કરયા વિના જેઓ કથા સાંભળે તેઓ નિર્ધન થાય પણ તેમાં પાપ લાગે નહીં. ॥ ૩૧ ॥ કથા થતી હોય ત્યાં વચમાંથી ઉઠીને જેઓ બીજે ઠેકાણે જાય તેઓની સ્ત્રીઓ અને સંપત્તિઓ વચમાંથીજ નાશ પામે છે. ॥ ૩૨ ॥ માથા ઉપર પાઘડી પેહેરીને જેઓ પવિત્ર કથા સાંભળે તે પાપી અધમ મનુષ્યો બલાકા નામના પક્ષીનો અવતાર પામે. ॥ ૩૩ ॥ જેઓ પાન ચાવતાં પવિત્ર કથા સાંભળે તેઓને યમના દૂતો નરકમાં તેનીજ વિષ્ટા

ખવરાવે. ॥ ૩૪ ॥ જે ઢોંગી માણસો ઊંચા આસન ઉપર બેસીને કથા સાંભળે તેઓ ઘણા કાલ સુધી નરકમાં રહીને પછે કાગડા અવતરે છે. ॥ ૩૫ ॥ જેઓ ગોઠણીઆ વાળીને અથવા ખાટલા ઉપર બેસીને કથા સાંભળે તેઓને ઝાડનો અવતાર આવે. ॥ ૩૬ ॥ પગે લાગ્યા વિના કથા સાંભળે તેઓને ઝેરી ઝાડનો અવતાર આવે અને સુતાં સુતાં સાભળે તેઓને અજગરનો અવતાર આવે. ॥ ૩૭ ॥ કથા વાંચનારની બરોબર આસનપર બેસીને જેઓ સાંભળે તેઓને ગુરૂપત્નીમાં ગમન કરયા જેટલું પાપ લાગીને નરકમાં જવું પડે. ॥ ૩૮ ॥ પુરાણ વાંચનારની અને પાપ મટાડનારી કથાની જેઓ નિંદા કરે તેઓને સો જન્મસુધી કુતરાનો અવતાર આવે. ॥ ૩૯ ॥ કથા ચાલતી હોય ત્યાં જેઓ વાતો કરે તેઓને ગધેડાનો અને પછી કાંકીડાનો અવતાર આવે. ॥ ૪૦ ॥ કોઈ દિવસે પણ જેઓ પવિત્ર કથા સાંભળે નહીં તેઓ નરક ભોગવ્યા પછી વનમાં સૂવર અવતરે. ॥ ૪૧ ॥ કથા થતી હોય તેને જેઓ વખાણે તે ઉત્તમ માણસો, કથા સાંભળ્યા વગર પણ અવિનાશી પરમપદને પામે. ॥ ૪૨ ॥ કથા થતી હોય તેમાં જેઓ વિઘ્ન નાખે તે ખલ માણસો કરોડો વર્ષ સુધી નરક ભોગવ્યા પછી ગામના ભુંડણાનો અવતાર પામે. ॥ ૪૩ ॥ જેઓ પુરાણની પવિત્ર કથા લોકોને સંભળાવે તેઓ સેંકડો કલ્પસુધી બ્રહ્મલોકમાં રહે. ॥ ૪૪ ॥ પુરાણ વાંચનારને આસનને વાસ્તે જેઓ જાજીંચા, મૃગચર્મ, વસ્ત્ર, બાજોઠ કે પાટીયું આપે તેઓ ॥ ૪૫ ॥ સ્વર્ગલોકમાં જઈ મનગમતાં સુખ ભોગવી પછી બ્રહ્મલોક વગેરેમાં રહી પરમપદ પામે. ॥ ૪૬ ॥ પુરાણ વાંચનારને જેઓ નવું વસ્ત્ર આપે તેઓ જન્મોજન્મમાં સુખીઆ અને જ્ઞાની થાય છે. ॥ ૪૭ ॥ મહાપાપવાળા અને ઉપપાતકવાળા હોય તેઓ પણ પુરાણ સાંભળવાથી પરમપદ પામે. ॥ ૪૮ ॥ હે બ્રાહ્મણો ! આ વિષયમાં સાંભળનારના સર્વ પાપને મટાડનાર, વિચિત્ર અને મનને ગમે એવો પવિત્ર ઈતિહાસ કહું છું. ॥ ૪૯ ॥ દક્ષિણદેશમાં બાષ્કલ નામે એક

ગામ છે તેમાં સર્વ મૂઢ અને કર્મથી ભ્રષ્ટલોકો વસતા હતા. ॥ ૫૦ ॥ તેમાં બ્રાહ્મણનો ધર્મજ નહતો. સઘળા લોકો વેદ તથા ધર્મશાસ્ત્રથી વિમુખ, જપ અને પાઠથી રહિત, પરસ્ત્રીઓમાં લંપટ, ॥ ૫૧ ॥ એડ કરનારા, જુર્થાઆર ઉપાડનારા, ભાગ્ય રહિત અને કપટી લોકો વસતા હતા. જ્ઞાન કે વૈરાગ્યરૂપી ઉચા ધર્મને કોઇ જાણતાજ ન હતા. ॥૫૨॥ સ્ત્રીઓ પણ પાપમાં પ્રીતિ રાખનારી, નજરમાં આવે તેમ કરનારી, વિષયમાં લંપટ, ભુંડી બુદ્ધિવાળી, અવળે માર્ગે ચાલનારી અને સારાં આચરણ વિનાની હતી. ॥ ૫૩ ॥ તેમાં એક વિદુર નામનો અધમ બ્રાહ્મણ, પરણેલી સ્ત્રી છતાં પણ વેશ્યામાં લાગેલો અને અવળે માર્ગે ચાલનાર હતો. ॥ ૫૪ ॥ એ બ્રાહ્મણ પોતાની વંદુલા નામની સ્ત્રીને મુકી દરેક રાતે કામદેવની પીડાથી વેશ્યાને ઘેર જઈ મોજ કરતો હતો. ॥ ૫૫ ॥ પતિએ મુકી દીધેલી તે જુવાન વંદુલા પણ કામદેવની પીડા નહીં ખમાયાથી રાતની જારપુરૂષ સાથે રમતી હતી. ॥ ૫૬ ॥ કોઈ દિવસે જારપુરૂષસાથે મળેલી એ ભુંડી સ્ત્રીને જોઈ તેનો પતિ ક્રોધથી ઉતાવળો ઉતાવળો તેના ઉપર દોડયો. ॥ ૫૭ ॥ જાર ભાગી જતાં એ દુષ્ટ બ્રાહ્મણ બાયડીને પકડી પાડું મારી પછે મુઠીએ મુઠીએ મારવા લાગ્યો. ॥ ૫૮ ॥ ધણીએ પીડા કરવાથી એ વંદુલા ગુસ્સે થઈ બેધડકરીતે બોલી કે તમે રોજ વેશ્યા પાસે જાઓ છો પછી મારી શી ગતિ? ॥ ૫૯ ॥ હું રૂપાળી અને જુવાનીથી શોભનારી સ્ત્રી પતિના સંગવિના કામદેવની પીડાને કેમ સહન કરી શકું? ॥ ૬૦ ॥ એ પ્રમાણે તે બાયડીની વાત સાંભળી એ અધમ બ્રાહ્મણ બોલ્યો કે— તેં ખરી વાત કહી માટે તારૂં સારૂં થાય એવું કહુંછું. ॥ ૬૧ ॥ જારપુરૂષો પાસેથી નાણું લઈને તેઓને ખુશી કરતી જા અને તેઓનાં પાસેથી મળે તે સઘળું ધન મને આપવું એટલે હું વેશ્યાઓને આપીશ. ॥ ૬૨ ॥ એમ કરવાથી તારી અને મારી બન્નેની કામના પુરી થશે. એવું ધણીનું વચન વંદુલાએ પણ કબુલ કર્યું. ॥ ૬૩ ॥ એ પ્રમાણે તે સ્ત્રી ભર્ત્તાર બન્ને ખરાબ કામમાં

જાગતાં કાળે કરી એ વેશ્યાને ભોગવનારો બ્રાહ્મણ મરી ગયો. ॥૬૪॥ ધણી મુવા પછી કાંઈક આધેડ થએલી તે વંદુલા પોતાના દીકરાઓની સાથે ઘણા દિવસસુધી પોતાના ઘરમાં રહી. ॥ ૬૫ ॥ એક દિવસે શિવરાત્રિની પર્વણી ઉપર તે વંદુલા પોતાના સંબંધીઓની સાથે ગોકર્ણ ક્ષેત્રમાં ગઈ. ॥ ૬૬ ॥ ત્યાં તીર્થના જળમાં નાહી, કોઈ દેવમંદિરમાં પવિત્ર પુરાણની કથા થતી હતી તે તેના સાંભળવામાં આવી. ॥ ૬૭ ॥ એ કથામાં એવું આવ્યું કે—જારપુરૂષ સાથે લાગેલી સ્ત્રીઓ નરકમાં પડે ત્યારે યમના દૂતો તેઓના ખાનગી ભાગમાં ઊની ઊની લોઢાની ભોગળ ખોસી દીએછે. ॥ ૬૮ ॥ એ વાત સાંભળી ભય પામીને તે વંદુલાએ એ પુરાણ વાંચનારા બ્રાહ્મણને એકાંતમાં કહ્યું કે— ॥ ૬૯ ॥ હે મહારાજ! અજાણતાં મેં મોટું પાપ કર્યુંછે. જુવાનીમાં કુટિલપણાથી નજરમાં આવે તેમ વરતી છું. ॥ ૭૦ ॥ હમણાં આ તમારી કથાનું વચન સાંભળી મને મોટી બીક લાગી છે અને શરીર વારે ઘડીએ ધ્રુજે છે. ॥ ૭૧ ॥ હું કે જે વિષયમાં લંપટ, પાપણી અને કામદેવથી મોહ પામેલી છું તેને ધિક્કાર છે. થોડાક સુખને વાસ્તે ભયંકર દુઃખ ભોગવવું પડશે. ॥ ૭૨ ॥ મરીશ ત્યારે હું ભયંકર યમદૂતોને કેવી રીતે જોઈ શકીશ? એઓ, પાસલાઓથી મારૂં ગળું બાંધી લેશે ત્યારે કેમ સુખ વળશે? ॥ ૭૩ ॥ નરકમાં મારા દેહના કટકે કટકા કરી નાખશે તે મારાથી કેમ ખમાશે? પાછી હું ધગધગતા ક્ષારકર્દમ નરકમાં શી રીતે પડી શકીશ? ॥ ૭૪ ॥ કીડા અને પક્ષી વગેરે લાખો અવતારોમાં નિરંતર દુઃખથી પીડાતી હું શી રીતે ભટકી શકીશ? ॥ ૭૫ ॥ હવે આજથી મને ખાવું પણ કેમ ભાવે અને દુઃખને લીધે રાતની ઊંઘ પણ કેમ આવશે? ॥ ૭૬ ॥ હાય મુઈ છું. બળી ગઈ છું. ફાટી પડી છું. અરે દૈવ! એવી કુબુદ્ધિ આપીને મને મોટા પાપમાં કેમ નાખી? ॥ ૭૭ ॥ શૂળીએ ચડેલા અને ઊંચા પર્વતની અણી ઉપરથી પડતા માણસને જેટલું દુઃખ થાય તે કરતાં પણ કરોડગણું મને દુઃખ થયું છે. ॥ ૭૮ ॥ દશ

હજાર અશ્વમેધ જગન કરૂં અને સો વર્ષ સુધી ગંગાજીમાં સ્નાન કરૂં તોપણ મારૂં મોટું પાપ મટે એમ નથી. ॥ ૭૯ ॥ શું કરૂં? ક્યાં જાઉં? કોની શરણે જાઉં? આ જગતમાં હવે કોણ મને નરકરૂપી સમુદ્રમાં પડતી બચાવે? ॥ ૮૦ ॥ હે મહારાજ! તમેજ મારા ગુરૂ અને માબાપ છો. હું રાંક અને તમારે શરણ આવીછું માટે મારો ઉદ્ધાર કરો ઉદ્ધાર કરો. ॥ ૮૧ ॥ એ પ્રમાણે તે વંદુલા ખેદથી પગમાં પડી તેને ઉઠાડી એ બુદ્ધિમાન્ બ્રાહ્મણે દયાથી કહ્યું કે- ॥ ૮૨ ॥ આ મોટી કથા સાંભળીને તું સમયસર ચેતી, એ ઘણું સારૂં થયું. તું ધાસ્તી રાખીશમાં. તને સુખ થશે એવો ઉપાય બતાવીશ. ॥ ૮૩ ॥ સારી કથા સાંભળવાથીજ તારી આવી બુદ્ધિ થઈ. વિષયમાં વૈરાગ્ય થયું અને મોટો પસ્તાવો થયો. ॥ ૮૪ ॥ પસ્તાવો, એ સઘળા પાપોનું મોટું નિવારણ છે. સારાં માણસો પસ્તાવાથીજ તરત પાપનું નિવારણ કરે છે. ॥ ૮૫ ॥ પાપનાં સઘળાં નિવારણ વિધિપ્રમાણે કર્યાં હોય તોપણ જે માણસોએ પસ્તાવો ન કર્યો હોય તેઓને ઉત્તમ ગતિ થતી નથી. ॥ ૮૬ ॥ જેમ વારંવાર સાફ કરવાથી અરીસો નિર્મલ થાય તેમ વારંવાર કથા સાંભળવાથી ચિત્ત બહુ નિર્મલ થાય છે. ॥ ૮૭ ॥ જ્યારે ચિત્ત નિર્મલ થાય ત્યારે સદાશિવનું ધ્યાન સિદ્ધ થાયછે. ધ્યાન કરવાથી મન વાણી અને કાયાથી કરેલા સઘળા પાપને ॥ ૮૮ ॥ તુરત મટાડી પુણ્યવાન માણસો સદાશિવના પરમપદને પામેછે. એટલા માટે પાપીઓને સારી કથાજે મોક્ષનું ઉત્તમ સાધન છે. ॥ ૮૯ ॥ કથાથી ધ્યાન થાય છે અને ધ્યાનથી મોક્ષ થાય છે. નિરંતર નિર્મલ સમજણવાળો જે માણસ આ કથાને સાંભળે. ॥ ૯૦ ॥ તે માણસ બીજા જન્મમાં ધ્યાન પામીને પરમપદમાં જાય છે. માણસોને સારી કથાનું શ્રવણ એજ સર્વ કલ્યાણનું બીજ છે. ॥ ૯૧ ॥ જે કથા સાંભળે નહી તે પશુ જેવો માણસ બંધનમાંથી કેમ છુટે? એટલા માટે તું પણ મનને સઘળા વિષયોમાંથી પાછું વાળી ॥ ૯૨ ॥ પરમ ભક્તિ રાખી હમેશ પવિત્ર કથા

સાંભળ. હમેશ કથા સાંભળતાં તારૂં ચિત્ત શુદ્ધ થશે. ॥ ૯૩ ॥ તે ચિત્તથી શંકરનું ધ્યાન થશે અને તેથી મુક્તિ મળશે. સદાશિવનું ધ્યાન કરનારને એકુજ જન્મથી ॥ ૯૪ ॥ મુક્તિ મળે એમાં સંશય નથી. એ હું ખરેખરી વાત કહુંછું. એ પ્રમાણે તે પુરાણીનું બોલવું સાંભળી જેને આંસું આવી ગયાં એવી તે વંદુલા ॥ ૯૫ ॥ તેના પગમાં પડીને 'મારૂં કામ સિદ્ધ થયું,' એમ બોલી. પછી તેજ મોટા ક્ષેત્રમાં તેજ બ્રાહ્મણ પાસેથી ॥ ૯૬ ॥ મુક્તિ આપનારી પવિત્ર કથા સાંભળવા લાગી. તે બ્રાહ્મણે તેને એવી વૈરાગ્ય વધારનારી કથા સંભળાવી કે ॥ ૯૭ ॥ જે સાંભળવાથી માણસને તરત વિષયની વાસના મટી જાય. એ કથા સાંભળવાથી ચિત્ત શુદ્ધ થઈને વૈરાગ્યના પ્રવાહમાં ચાલવા લાગ્યું. ॥ ૯૮ ॥ પછી તે બ્રાહ્મણે ભક્તિરસવાળી શિવની કથા સંભળાવી. જેમ જેમ એ વંદુલાનુ ચિત્ત શુદ્ધ થતું ગયું તેમ તેમ ધીરે ધીરે સદાશિવનું ધ્યાન થવા લાગ્યું. ॥ ૯૯ ॥ ધીરે ધીરે રજોગુણ અને તમોગુણના મેલ મટી ગયા. સઘળા વિષયના સુખની લાલચ જતી રહી. એવી રીતે શુદ્ધ થએલા વંદુલાના ચિત્તમાં સદાશિવના સ્વરૂપનું ધ્યાન આવવા લાગ્યું. ॥ ૧૦૦ ॥ એ પ્રમાણે સદ્ગુરૂના આશ્રયથી જેની સુબુદ્ધિ થઈ એવી તે વંદુલા વારંવાર સદાશિવના ચૈતન્ય અને આનંદમય સ્વરૂપનું ધ્યાન કરવા લાગી. ॥૧૦૧॥ રોજ તીર્થના જલમાં નાહાતી, જટા અને વલ્કલ વસ્ત્રને ધારણ કરતી, આખે શરીરે ભસ્મ લગાવતી, રૂદ્રાક્ષનાં ઘરેણાં પેહેરતી, ॥ ૧૦૨ ॥ શિવનામના જપમાં લાગેલી, મૌન રાખતી, નેત્ર વીચી રાખતી, પદ્માસનવાળીને બેસતી, પવિત્ર કથા સાંભળવામાં ઉત્સાહ રાખતી, ॥૧૦૩॥ ગુરૂની સેવામાં પ્રીતિ રાખતી અને સંતાન તથા સંબંધીઓને ત્યાગ કરી બેઠેલી વંદુલાએ એવી રીતે સદાશિવને પ્રસન્ન કર્યા. ॥ ૧૦૪ ॥ હે જગત્ના નાથ ! હે જગત્નાં સૃષ્ટિ સ્થિતિ અને પ્રલયને કરનાર ! હે સર્વ જગતે મુખ્ય નમવા યોગ્ય ! હે શિવ ! હે અવિનાશી ! હે જગત્રૂપ ! હે કાળને નાશ કરનાર ! હે માયાના ખોટા ગુણોના પ્ર-

કાશ કરનાર ! હે શ્રી મહેશ્વર ! મારાઉપર કૃપાદૃષ્ટિ કરો. ॥૧૦૫॥ હે શંભુ ! હે ચંદ્રમાના મુકુટવાળા ! હે શાંત મૂર્ત્તિ ! હે ગંગાધર ! હે દેવતાઓ જેના ચરણને પૂજે છે એવા ! હે સર્પનાં ઘરેણાવાળા ! હે કૈલાસનાવાસી ! હે ઈશ્વર ! હે ભક્તોની પીડા મટાડનાર ! મારા ઉપર કૃપાદૃષ્ટિ કરો. ॥ ૧૦૬ ॥ એવી રીતે રોજ ભક્તિથી શંકરની પ્રાર્થના કરતી અને સારી રીતે કથા સાંભળતી તે વંદુલાએ કર્મનાં બંધન કાપી નાખ્યા. ॥ ૧૦૭ ॥ પછી કાળે કરી તેનો દેહ પડયો ત્યારે તેને સદાશિવના પાર્ષદો તેડી ગયા અને સદાશિવના સ્થાનકને પામી. ॥ ૧૦૮ ॥ એ લોકમાં સદાશિવ કે જેને પાર્વતીની સાથે દેવતાઓ સેવતા હતા, ગણપતિ નંદી ભૃંગી અને નીલકંઠેશ્વર વગેરે પાર્ષદો ॥ ૧૦૯ ॥ જેની ઉપાસના કરતા હતા, કરોડ સૂર્યના જેવું તેજ હતું ત્રણ નેત્ર અને પાંચ મુખ હતાં, કંઠ શ્યામ હતો, ॥ ૧૧૦ ॥ ડાબા ખોળામાં પાર્વતીને ધર્યાં હતા અને વીજળી તથા ચંદ્રમા જેવી કાંતિ હતી તેમને જોઈ સંભ્રમથી વારંવાર પ્રણામ કરી ॥ ૧૧૧ ॥ આનંદના આંસુ આવી ગયાં. રૂવાણાં ઉભા થઈ ગયાં. પાર્વતી અને સદાશિવે કરૂણાથી માન આપ્યું. ॥૧૧૨॥ પછી પરમ આનંદમય, તેજરૂપ અને અવિનાશી એવા તે લોકમાં અવિચલ નિવાસ મળવાથી તે વંદુલા અવિચલ સુખ પામી. ॥ ૧૧૩ ॥ તેણે કોઈ દિવસ પાર્વતી પાસે જઈ પ્રણામ કરી પુછ્યું કે મારા પતિની શી ગતિ થઈ છે ? ॥ ૧૧૪ ॥ પાર્વતીએ કહ્યું કે એ દુષ્ટ મનવાળો તારો પતિ નરકના દુઃખ ભોગવીને હમણા વિંધ્યાચલમાં પિશાચ થયો છે. ॥ ૧૧૫ ॥ ફરી તેણે ત્રૈલોક્યનાં ઈશ્વરી જગદંબાને પુછ્યું કે મારા પતિને કયા ઉપાયથી સારી ગતિ મળે ? ॥ ૧૧૬ ॥ પાર્વતી બોલ્યાં કે એ તારો પતિ જો કોઈ દિવસ અમારી પવિત્ર કથા સાંભળે તો સઘળી અવગતમાંથી છુટી આ લોકમાં આવે. ॥ ૧૧૭ ॥ એ પ્રમાણે પાર્વતીનું વચન સાંભળી તેણે હાથ જોડી પોતાના પતિનાં પાપ મટાડવાને વાંસ્તે જગદંબાને અરજ કરી. ॥ ૧૧૮ ॥ તેણે વારંવાર અરજ કરતાં

પાર્વતીએ કરૂણાથી તુંબરૂ નામના ગંધર્વને બોલાવી કહ્યું કે—॥૧૧૯॥ હે તુંબરૂ! આ વંદુલાને સાથે લઈ વિંધ્યાચલમાં તું જા. ત્યાં આનો પતિ દુષ્ટ પિશાચ છે. ॥૧૨૦॥ તેની પાસે અમારા ગુણની ઉત્તમ અને પવિત્ર કથા કહી તે અવગતમાંથી છૂટે એટલે શિવની પાસે લાવજે. ॥૧૨૧॥ એ પ્રમાણે જગદંબાએ આજ્ઞા કરતાં તેમને પ્રણામ કરી તુંબરૂ ગંધર્વ એ વંદુલાને સાથે લઈ વિમાનમાં બેસી તુરત વિંધ્યાચલમાં ગયો. ॥૧૨૨॥ ત્યાં મોટી કાયા અને દાઢીવાળો, જરાવારમાં હસતો અને જરાવારમાં રોતો પિશાચ તેના જોવામાં આવ્યો. ॥૧૨૩॥ એ પિશાચને બલાત્કારથી પકડી, પાસલાઓથી બાંધી, એક ઠેકાણે બેસાડી, તુંબરૂ ગંધર્વ, વીણા હાથમાં લઈને શિવની કથા ગાવા લાગ્યો. ॥૧૨૪॥ શંકરની મહાપવિત્ર કથા સાંભળવાથી સઘળું પાપ મટી જતાં તે પિશાચને યાદી આવી. ॥૧૨૫॥ પિશાચનું શરીર મુકી દઈ, દેવતાઈ શરીર પામી પોતે પણ સદાશિવનું ચરિત્ર ગાવા લાગ્યો. ॥૧૨૬॥ દિવ્ય રૂપવાળો અને તુંબરૂની સાથે સદાશિવના સુંદર ગુણ ગાતો એ પિશાચ વિમાનમાં બેસી અવિનાશી મોક્ષપદ પામ્યા. ॥૧૨૭॥ સૂત કેહેછે કે— આ પવિત્ર આખ્યાન કે જે પાપને મટાડનાર, શંકરને પ્રસન્ન કરનાર અને નિર્મલ જ્ઞાનનું સાધન છે તે મેં કહી સંભળાવ્યું. ॥૧૨૮॥ જેમાં શિવના ગુણ વર્ણવ્યા છે એવા વિચિત્ર અને પાપને મટાડનાર આ આખ્યાનને જે માણસ સાવધાનપણાથી સાંભળે અથવા પાઠ કરે ॥૧૨૯॥ તેને પરમ આનંદ મળે, અને આ લોકમાં અનેક પ્રકારનાં સુખ ભોગવી મુક્તિ પામી પરમપદમાં જાય. કેમકે આ આખ્યાન સંસારરૂપી રોગના ઔષધરૂપ છે. ॥૧૩૦॥ હે મુનિઓ! તમે ભાગ્યશાલી છો અને તમારા મનોરથ સિદ્ધ છે. કેમકે સદા શંકરની કથારૂપ નવા અમૃતરસને પીઓછો. ॥૧૩૧॥ જેઓનું મન સદાશિવનું ધ્યાન કરે, વાણી ગુણોની સ્તુતિ કરે, અને કાન કથાનું શ્રવણ કરે તેઓનોજ જન્મ આ લોકમાં સફલ છે અને તેઓજ સંસારમાંથી તરી જાયછે.

॥ ૧૩૨ ॥ અનેક પ્રકારના ગુણના ભેદથી સ્પષ્ટ નહીં જણાતા, જગ-
ત્માં બાહાર અને અંદર પોતાના સ્વરૂપથી પ્રકાશતા, પોતાનાજ
-સ્વરૂપમાં વિહાર કરતા, વાણી તથા મનની વૃત્તિથી દૂર અને અનંત
આનંદથી ભરપૂર એવા અવિનાશી પરમ શિવને શરણ જાઉંછું.
॥ ૧૩૩ ॥ એ પ્રમાણે સ્કંદપુરાણમાંના બ્રહ્મોત્તર ખંડનો પુરાણ શ્રવણ
માહાત્મ્ય વર્ણન એવા નામનો બાવીશમો અધ્યાય પુરો થયો.

**શ્રી બ્રહ્મોત્તર ખંડનું ગુજરાતી ભાષાંતર પુરૂં થયું.**

